૫૮૪૬



## ભોમીઆની જરૂર.

જે જે સ્થળે યાત્રાને અર્થે જઇએ તે સ્થળ સંબંધી નાના પ્રકારની માહીતી જો પ્રથમથી મળવાને માટે કાંઇ સાધન હોય તો તેનો ઉપયોગ કરવાથી પોતાની ઇચ્છા પ્રમાણે અને ગજા માફક પગલાં ભરવાને સહેલ થઇ પડેછે પણ તેવા ઇતિહાસો અથવા જોઇતી માહીતી આપનાર "ભોમીઆ" જેવાં પુસ્તકો ગુજરાતી ભાષામાં નજર આવતાં નથી તો આ ગુજરાતમાં પ્રસિધ શ્રીરણછોડજીના ડાકોર સ્વસ્થાનના યાત્રાળુ જનોની માહીતી માટે "ભોમીઆ" રૂપ સાધન તૈયાર કરવા માટે જોવે તેવો પ્રયાસ કરવામાં આવ્યોછે તો આશા છે કે આ સાધન જરૂર તેમને ઉપયોગી અને સુગમ થઇ પડશે.

---

## શ્રી રણછોડ મહીમા.

ગુજરાત પ્રાંતમાં હાલને સમયે શ્રીરણછોડરાયનું ધામ પ્રસિદ્ધ છે જેવું દક્ષણી લોકોને શ્રીવિઠોબાનું ધામ અતી વહાલું અને ભજનભક્તિએ મોક્ષ આપનારૂં સમજાયછે તેમ બ્રાહ્મણથી તે શુદ્ર સુધી વીઠલ; વીઠલ, વીઠલ નામ સ્મરણ કરી તલ્લીન રહી અહરનીશ ભજન કરેછે. તેમજ ગુજરાતીઓમાં એક કે બીજી તે બ્રાહ્મણ સુધી 'જય રણછોડ માખણ ચોર, જય રણછોડ માખણ ચોર' નામ સ્મરણ કરી આ કળીકાળમાં મોક્ષપદ મેળવવાનો પ્રયાસ કરતા નજર આવેછે. આખા હિંદુસ્ત

નમાં વસતા લોકો જે યાત્રા માટે રટણ કરવા નીકળે છે તે ગુ-
જરાતમાં શ્રીરણછોડની ઝાંખી કરવાને ચુકતા નથી, અને વૈ
ષ્ણવો તે અવશ્ય શ્રીદ્વારકાંદિશ અને શ્રીજીનાં શક્તિ અનુસાર દરશન
કરવાનાજ. તો ડાકોરનું થોડુંક વર્ણન યાત્રાળુઓને અવશ્ય ઉ
પયોગી થઇ પડશે.

શ્રીરણછોડરાયનું સ્વરૂપ—ગોકુળથી મથુરાં જતાં માતા
જસોદાને ભય લાગ્યો કે મારા બાળક પુત્રનું શું થશે? ત્યારે
પરમાત્માએ પોતાનું મોટું સ્વરૂપ મુખારવીંદમાં બતાવ્યું તે
શ્રીરણછોડરાયનું સ્વરૂપ જે હાલ ડાકોરમા બીરાજમાન છે અ
ને બાળક સ્વરૂપ તે શ્રીજીમાં બીરાજમાન છે તે બે સ્વરૂપોનાં
દરશન અવશ્ય વૈષ્ણવોએ કરવાં જોઇએ. જે ડાકોરમાં શ્રીરણ
છોડરાયની ઝાંખી કરવા જાય તેમને માટે આ વર્ણન જાણવું
અવશ્ય ઉપયોગી થઇ પડશે એવી પુરણ આશા છે.

ડાકોર એક નાનુંસરખું ગામ છતાં શ્રીરણછોડરાયના પધારવાથી
હિંદુસ્તાનમાં વીખ્યાતી પામ્યુંછે તેમ એ ધામે આખા ગુજરાતને
યાત્રા ધામ માટે વધારે પ્રખ્યાતીમાં આણ્યુંછે. ગમે તેવા શહે
રમાં વસનાર ભોગી પણ આસ્તિક પુરૂષ ડાકોરમાં આવી થોડા
દીવસ ગુજારે તો તેને એક નાના સરખા શહેરમાં વાસ કીધો
હોય એવો ભાસ થશે અને માણેકઠારી, કારતકી કે ચૈત્રીપુન
મ ઉપર ડાકોર આવનારને તો જાણે મોટા શહેરમાં લહેર કર
તા હોય એવું સમજાયા વગર રહેનાર નથી, તો આ સ્થળ શી
રીતે વીખ્યાતીમાં આવ્યું તે જાણવાને દરેક પરગામીને ઉલટ થ

શે અને તે પુરી પાડવાને આ પ્રયત્ન કરવામાં આવ્યો છે.

---

## અસલ નામ.

ડાકોર અસલી વખતમાં રબારી એટલે ભરવાડ લોકનાં દશ પંદર છાપરાંથી વસેલું નાનુંસરખું ગામડું હતું જેને તે વખતે ખાખરીઆ નામથી ઓળખવામાં આવતું હતું.

ભરવાડોને વાસ કરવાને વીશાળ ચરા (પડતર જમીન) જોઈએ. કારણ તેમની પાસે સેંકડો અને હજારો ઢોર હોય તેમનો ચારો પુરો કરવાને વેરાન જંગલો સીવાય વસ્તીવાળાં ગામ કામ ન આવે તેથી જંગલમાં મંગળ કરવાને ઘુરાંછવાયાં વેરાનોમા વાસ કરી પડાવ નાંખતા તે પ્રમાણે એ લોકો માળ જેવી ઝાડી અને મોટા ચરાવાળી જગ્યામાં વાસ કરી ગામ વસાવ્યું હશે અને ત્યારથી એ ગામનું નામ ખાખરીઊ પડયું હશે કારણ ખાખરાની ઝાડી તે વખતમાં અહીં ગીચ હશે. આજે પણ કેટલીક જગાએ ખાખરાનાં ઝાડ જોવામાં આવેછે અને આખો માળ ખાખરાની ઝાડીથી ભરપુર છે એ ઉપરથી એમ અનુમાન થાયછે કે ડાકોર ગામ અસલ ખાખરીઉ કહેવાતું હશે.

---

## ડંકપુર અને ગોમતી.

વાંચનાર વીચારમાં પડશે કે ખાખરીઆનું ડાકોર નામ શી રીતે પડયું. કાળે કરી ગામનાં નામ પણ ફરી જાયછે અને

તે પણ કેટલીક વખતે સકારણે. તેમ ખાખરીવાનું નામ ખા ખરાના પાંદડાના જંગલ કરી પડેતુ તે નામ મહાત્માનો નીવા સ થયાથી બદલાઈ તેમને નામે ગામનું નામ પડ્યું.

જેમ રબારીઓને વસવાને વીશાળ જંગલ જોઈએ તેમ અસલીવારામાં ઋષી, મુનિ, યોગી, અને સંત, જંગલ અને પહાડોની ગુફાવાળા નાના ગામડાની નજીકમાં એકાંત જંગલ અને ગુફામાં વાસ કરતા તે પ્રમાણે જયા રબારી લોકોનાં ઢોર ચરવા જતાં અને એક મોટા ખાડામાં ચોમાસામાં પાણી ભરાતું અને બીજા વખતમાં ગાયોનું પવીત્ર મુત્ર ભેગું થતું જે ઉ-પરથી એ ખાડાનું નામ "ગોમુતી" પડેલું. એ ખાડાને પૂર્વ કિનારે એકાંતમાં એક ડંકુઋષિના ભાઈ ડંકઋષિએ આશ્રમ કીધો હતો.

જેમ આજે વેરાગીઓ એકાદ છત્રો ઉભી કરી ગામ નજીક ખુલ્લી જગ્યામાં અડંગો વાળેછે, અને ધીમે ધીમે એટલા અડાળી છાપરાં અને છેવટ વીશાળ જગા રોકી મંદીર બનાવેછે અને લોકો તેમને આશ્રય આપેછે. તેમજ આગલા વખતમાં જંગલી પણ દયાળુ માણસો ઋષિ મુનિઓનાં છાપરાં વગેરે બાંધી આશ્રય આપવાને ચુકતા નહિ હોય.

જ્યારે ડંકઋષિયે આવી આશ્રમ કીધો ત્યારે તેમને માટે એકાદ છાપરૂં પણ તૈયાર થયું હશે. ઋષિયોને જળનું સુખ પ્રથમ જોઈએ. બ્રાહ્મણો પણ પોતાનો વાસ જયાં પાણીનું સુખ હોય ત્યાં કરેછે. તેમ ડંક ઋષિએ આશ્રમ કીધા પછી પેલા

ગોમુતીનો ખાડો જેમાં ચોમાસે પાણી ભરાતું ત્યાં રબારી લો કોએ પોતાનાં ઢોર જતાં અટકાવ્યાં હશે એટલે એ ખાડો ઋષિજીના ઉપભોગ માટે એક નાનુંસરખું સ્વચ્છ તળાવ બનાવાસે થયું હશે એમ અટકળ કરવી ખોટી નથી અને તેજ દહાડાથી એ તળાવનું નામ ઋષિજીએ ગોમતી પાડેલું હોવું જોઇયે.

ડંક ઋષિએ પોતાના આશ્રમમાં રહી બાર વરસ સુધી ઉગ્ર તપ કરયું જેણેકરી મહાદેવ જે ભોળા કહેવાયછે તે પ્રસન્ન થયા અને ઋષિજીને વર આપવા ઇચ્છા બતાવી. ઋષિ મુનિઓને સંતતિ કે સંપતિની ઇચ્છા હોતી નથી જેમને એવી ઇચ્છા હોય તે જંગલમાં નિવાસ કરેજ નહિ માટે ઋષિજીએ મહાદેવ પાસે એવો વર માગ્યો કે આપ જો દયા કરી મારા ઉપર પ્રસન્ન થયા છો તો મારૂં એજ માગવું છે કે અહરનિશ આપનું મને દર્શન થાય એ વર આપો. શિવજીએ તથાસ્તુ કહી વર આપ્યો અને તેજ વખતથી બાણરૂપે ત્યાંજ સ્થાપિત થયા અને તેમનું નામ ડંકેશ્વર પાડવામાં આવ્યું ત્યારથી આ ખરીઆ ગામનું નામ ડંકપુર પડેલું હશે એમ માનવામાં આવે છે. આજે પણ ડંકેશ્વર અથવા ડંકનાથ મહાદેવ શ્રીરણછોડરાયના સનમુખ બીરાજમાન થઇ રહ્યાછે અને અલૌકીક મહીમા અદ્યાપી સુધી ચાલી રહ્યો.

---

## ડંકપુર મહીમા.

ડંકેશ્વર મહાદેવનું સ્થાપન થવાની વાત આશપાસના બહુ

ભણી ગામમાં જાણવામાં આવવાથી લોકો દરશને આવવા લા
ગ્યા અને એમ પણ કહેવાયછે કે કોઇ સમા ઉપર એ ધામને
લીધે શિવરાત્રી અને અમાસ (ત્રાંબેકરે નવું દેવાલય બંધાવ્યું
તે અરસા સુધી) ઉપર જેવો હાલ ડાકોરમાં શંગ ભરાયછે તેવો
સંગ ભરાતો અને લોકો યાત્રા કરવા આવતા તથા દુકાનોમાં
માલની ખપત થતી એ પ્રમાણે શ્રીરણછોડરાયનું મોટું દેરૂં ત્રાં
બેકરે બંધાવ્યું ત્યાં સુધી ડંકનાથની યાત્રા શીવરાત્રી અને અ
માવાસ્યા વગેરે તહેવારો ઉપર ભરાતી એમ લોકોનું કહેવું છે.
એ કારણે ડંકપુર વધારે વીખ્યાતીમાં આવતું ગયું. આજે પ
ણ શ્રીરણછોડરાયની યાત્રા કરવા આવેલા અવસ્ય ડંકનાથનાં દર
શન અને યથશકિત સેવા કરવા ભુલતા નથી.

એક સમે શ્રીકૃષ્ણ પરમાત્મા ભીમસેન સહિત અભિમ-
ન્યુના પુત્રના મુંજબંધન એટલે જનોઇના ઉત્સાહ ઉપર
હસ્તીનાપુર ગયલા, ત્યાંથી પાછા ફરતાં ભીમસેનને માળના
જંગલમાં ભારે તરસ લાગી અને પાણી માટે વ્યાકુળ થઇ પર
માત્માને વિનંતી કરી કે આ જંગલમાં કાંઇ પાણી મળશે કે
શી રીતે? પરમાત્મા દ્વારકાંધીશે કહ્યું કે આ વનમાં કંકુ ઋ
ષીના ભાઈ ડંડ ઋષિનો આશ્રમ છે અને તે આશ્રમ પાસે
પાણીનો એક ખાડો છે માટે ચાલો ત્યાં જઇએ કદાચ ત્યાં
પાણી પીવા જેવું મળશે. બધાઓ તે આશ્રમ તરફ ચાલ્યા અને
જોયું તો એક સ્વચ્છ પાણીનો ખાડો દીઠો અને બધાએ પો
તાની તરશ છીપાવી વીસામા લીધો પછી ભીમમસેને શ્રીકૃષ્ણ પ્ર

માત્માને પુછયું કે ડંકરૂષી મહાપ્રતાપી પુરૂષ હશે. પરમાત્માએ કહ્યું કે તેમને સાક્ષાત ભોળાનાથ પ્રસન્નછે અને લીંગરૂપે વાસ કરી રહેવા વચન આપેલુંછે તેથી કોઈ કાળે આ સ્થાન ડંકપુર નામે પ્રખ્યાત થશે. ભીમસેને કહ્યું કે જો આ તળાવ વીશાળ થાય તો સારૂં ઉપયોગી થઈ પડશે. તેથી ગદા લઈ મોટા પ્રહાર કરતાં તળાવ ફાટી આજે જે વીશાળ નજરે પડે છે તેવું થયું. ગદાના જબરા પ્રહારથી ઋષીજી જાગી ઉઠયા અને બાહાર નીકળી જોયું તો શ્રીકૃશ્ણ અને ભીમસેનને દીઠા. રૂષિજી કૃશ્ણ પરમાત્માને પગે લાગ્યા અને કહેવા લાગ્યા કે આપે અધર્મ નાશ કરવા અવતાર ધારણ કીધો છે માટે મારી મઢુલીમાં ઝુંપડીમાં નીવાશ કરી પાવન કરો કે મારૂં કલ્યાણ થાય. મુશાફરીના થાકથી પરમાત્માએ થોડોવાર નીવાશ કર્યો અને બીજે દીવસે વીદાય થતાં વધારે વખત રહેવાને રૂષીજીએ આગ્રહ કર્યો ત્યારે શ્રીકૃષ્ણ પરમાત્માએ કહયું કે હાલ મારે જવાની જરૂર છે પણ બુદ્ધાવતારમાં કેટલુંક વરશ વીત્યા પછી તમારા આ ધામમાં આવી હું નીરંતર નીવાશ કરીશ. અને આ અઘોર વનની જગાએ એક પવિત્ર શહેર થશે. એમ કહી વીદાય થયા.

ભીમસેનની ગદાથી ગોમતીનો પટ વધ્યો તે નવસે નવાણું વીઘાં જેટલું મોટું તળાવ થયું. અને એ જગાએ જ્યારે પરમાત્મા પધારશે ત્યારે સાથે ગોમતીને લેતા આવશે એવા વચનથી જ્યારે બુદ્ધાવતારમાં શ્રીકૃષ્ણ પરમાત્મા જડ મુર્તી રૂપે પધાર્યા ત્યારે સાથે ગોમતીજી લેતા આવ્યા હતા તેથી આજે

ડાકોરના ગોમતીજી એક તિર્થરૂપે પ્રખ્યાતી પામ્યા છે. તેમાં નાખવામાં આવતાં અસ્તી શંખ, ચક્ર, વગેરે થાય છે અને પ્રાણી માત્ર સ્નાને શુધ્ધ થવાથી તેમનાં પાતક માત્ર નાશ પામેછે. એ તીર્થનું પ્રાતઃકાળે અને સાયંકાળે વાજતે ગાજતે પુજન થાય છે અને શ્રીરણછોડરાયના પધારવાથી અનેક દેવસ્થાનો અને સંત સાધુનો વધારો થઇ એક નાહાનું શહેર બની રહ્યું છે.

રણછોડ એવું બુધ્ધાવતારમાં શ્રીકૃષ્ણ પરમાત્માએ નામ ધારણ કર્યું અને તેનું બરદ પાળવામાં આવે છે. રણ એટલે કરજ તથી છોડવનાર તે રણછોડ માટે એ ચતુર્ભુજ સ્વરૂપ પોતાના આસ્તીક ભક્તોની ભક્તીનું રણ એટલે કરજ રાખતા નથી પણ તેમની મુક્તી કરીને વાળી આપે છે. બોડાણા ભગતે લાંબી મુદત સુધી પોતાના હાથમાં તુળસી વાવી ઠેઠ દ્વારીકાં જઇ એમને ચરણે અરપણ કરી તો શ્રીપરમાત્મા પ્રસન્ન થયા અને પોતાના ભગતની સાથે ડાકોર પધારી રણમુક્ત થયા એ હકીકત આગળ આવશે.

---

## ગોમતી મહીમા.

ગોમતી તળાવની માટી જુદા જુદા પ્રકારની ચારે બાજુથી નજર આવે છે. ધોળી અને પીળી માટી જાત્રાળુ લોકો પવિત્ર માની પોતાની સાથે લેતા જાય છે અને પાતક નાશ કરવાના હેતુથી પોતાને વતન જઇ તેનો પવિત્રતા માટે ઉપયોગ કરેછે.

ગોમતી તળાવને વસ્તીવાળે કીનારે સાધુ સંતનાં વિશાળ મંદીર છે જેમાં રાત દીવસ ભજન કીરતનની ધુન મચી રહેછે. અને ત્યાં સ્થાપીત થયલા દેવોની અનેક વિધીએ પુજા થઇ ઠાકોરને લાડ લડાવવામાં આવે છે.

ગોમતીની વસ્તી તરફની સામી બાજુએ રત્નગીરીનામે ડુંગરો પ્રખ્યાત છે. એ જગાએ કાચા હીરાની ખાણ છે. હિંદુસ્તાનમાં હીરાની જે સાડા ત્રણ ખાણો કહેવાય છે તેમાંની અરધી હીરાની ખાણ એ ડાકોરના ડુંગરામાં છે. હજી હીરા કાચા છે પણ કોઇકાળે ભવિષમાં તે જગાએ સારા હીરા નીકળશે એમ ઝવેરી અને ખનીજ વિદ્યા જાણનારા અનુમાન કરેછે. જો કોઇ દાહાડો સાચું પડી શ્રીરણછોડરાયના રાજ્યના એ નાહાના ગામનું કીસ્મત ખુલશે એવી આશા રાખવામાં આવેછે. એમ કહેવાયછે કે કેટલાક સુંદર પથરા કેટલાકને હાથ આવેલા છે પણ તે કાચા માલુમ પડ્યા છે. મજકુર ડુંગરો લાંબે સુધી ઉતરમાં ચાલ્યો દેખાય છે. તેમાં કેટલેક ઠેકાણે ખુલા કીમતી પથરા દેખાય છે અને આગળ જમીનની અંદર રહેલા છે. આ પ્રતાપ શ્રીરણછોડરાય અત્રે પધારયા તેનોજ હોવો જોઇએ એમ ભગતો માને છે.

---

## હેડંબા વન અને દેવસ્થાન.

ડાકોરની આસપાસ જે જંગલ હતું તે હેડંબા રાક્ષસીનું વન કહેવાતું. તેમાં ડંક ઋષી શીવાય બીજા ઋષીઓએ પણ

નીવાસ કરેલો કહેવાય છે. ડાકોરથી આશરે સાત કોશ ઉપર પ્રસિદ્ધ ગળતેશ્વર મહાદેવનું સ્થાન છે ત્યાં ગાલવ ઋષીએ આશ્રમ કરેલો તે ઉપરથી વિખ્યાતી પામ્યું છે. એ ધામ મહી નદીના કીનારા ઉપર છે.

ડાકોરથી આશરે એક કોશ ઉપર રણમુકતેશ્વર મહાદેવનું રમણીય સ્થાન છે. તે દેવનું સ્થાપન નીલકંઠ નામના મુનીએ કરેલું છે. આગળ તે ગામનું નામ રક્ષાપુર હતું જેને આજે લોકો રખીઆલ કહેછે.

ડાકોરથી સાત ગાઉને સુમારે શ્રીરામચંદ્રજીએ શ્રાધ કરેલું ત્યાં આજે ઉના અને ટાડા પાણીના કુંડ છે જે કપડવંજ તાલુકાના લસુંદરા ગામ નજીક છે તેથી આજે તે લસુંદરાના કુંડને નામે ઓળખાય છે.

સુરેશ્વર મહાદેવનું રમણીય સ્થાન ડાકોરથી સુમારે બે કોશ ઉપર આવેલું છે.

શ્રીરણછોડરાય દ્વારીકાથી ભગત બોડાણાં સાથે પધાર્યા તે સમે ડાકોરથી દોઢ ગાઉને સુમારે સીમલોજ નામે ગામની ભાગોળે એક લીમડાના ઝાડ નીચે વીસામો લીધો હતો. તેથી ત્યાં શ્રીરણછોડરાયની પાદુકા (પગલાં) છે અને તેના ઉપર એક નાહાનું દેહેરૂં છે, જ્યાં સર્વે જાત્રાળુ પ્રથમ દરશન કરેછે. એને શ્રીરણછોડરાયને પ્રતાપે આખા લીમડામાંથી એક ડાળ મીઠું થયું હતું એમ લોકોએ જોડેલા ગરબા ઉપરથી જણાય છે. પગલાંની પાસે એક સુંદર વાવ જોવા લાયક છે.

ડાકોરથી ત્રણ ગાઉને સુમારે એક ઉમરેઠ નામનું નાહાનાં શહેર જેવું ગામ છે ત્યાંના વૈસ્ણવોએ ધામધુમથી એક દશરાની સ્વારીને ટાંકણે શ્રીગોપાલ લાલજીને ઉમરેઠ પધરાવી એક વીશાળ બાગ અર્પણ કર્યો છે. ત્યાં શ્રીરણછોડરાયની બેઠક અને પાદુકા કરવામાં આવ્યાં છે અને હજારો લોક નીત્ય નીમ પ્રમાણે દરશણે જાય છે. એ બેઠકમાં નીત્ય નીમ પ્રમાણે દરશન થાય છે અને એવી દંત કથા ચાલી રહી છે કે એક સમે બેઠકમાં સેનભોગમાં મેથીની ભાજીના તળેલા રોટલા ધરાવવામાં આવ્યા હતા તેમાંથી એક રોટલો શ્રીરણછોડરાયે ડાકોરમાં બીરાજમાન થઈ આરોગ્યો હતો અને સવારે મંદીરમાંથી વધેલા રોટલાનો કડકો સેવકોને હાથ આવ્યો ત્યારથી સખડી ભોગ વખતે હમેશાં ધર્ડ એથી અને બાજરીના તળેલા રોટલા ધરાવવાનો નીમ શરૂ કર્યો છે. તો જાત્રાળુ લોકોએ શ્રીરણછોડરાયની ઉમરેઠમાં થયલી બેઠકનાં અવશ્ય દરશન કરી અવશ્ય દેહ સફળ કરવો જોઇએ. ઉમરેઠ અને ડાકોર ગોકુળ અને મથુરાં જેવો નીકટ સંબંધ ધરાવે છે.

ઉમરેઠથી દોઢ ગાઉને સુમારે પોર નામના અશલી સુંદર પણ હાલ પડી ભાગેલા ગામમાં શ્રીચત્રભુજનું રમણીય મંદીર છે. કોઈ દાહાડો એ ધામ પણ વીશાળ હશે અને આજે પણ એ મુર્તી દરશન કરવા લાયક છે માટે જાત્રાળુ લોકોએ તે જગા જોવાલાયક અને ચત્રભુજની પ્રતીમા અવશ્ય દરશન કરવા યોગ્ય છે.

## ડાકોરવર્ણન.

ગોમતીજીના તલાવને ઉત્તર ક્રીનારે ડંક રૂપીના ભાઇ કુંડુ રૂષીએ ગ્રાતી મહુડા નામની ભુમી ઉપર નીવાશ કરેલા હતા. ને આજે રથ જાત્રાની સવારીને દીવસે શ્રીગોપાળ લાલજી તેજગાએ આશ્રમ કરી સામગ્રી આરોગે છે. આ ભુમી પણ પવિત્ર સ્થાન છે ત્યાંથી તે માંખણીયા આરા સુધી ગોમતી તલાવની પાળ વડના ઝાડની ઘટાએ કરી શીતળ અને રમણીય થઈ રહી છે. માખણીઓ આરો ઘણા વખતથી પ્રસિદ્ધ છે. એ આરો ડાકોર ગામની શરૂઆત થયો હશે કારણ પ્રથમનું ગામ તે તરફ વસેલું હોવું જોઇએ. શ્રીરણછોડરાય પણ પ્રથમ પધાર્યાં ત્યારે જ્યાં શ્રીલક્ષ્મીજીનું મંદીર છે તેની નજીકમાં પ્રથમ બીરાજમાન થયલા. અને ગામમાં શ્રીરણછોડ પધાર્યા તે પેહેલા ગામના લોકો એ આરે ડાહ્યા લોકો બેસતા તેથી એ આરાનું નામ લોકણીયો આરો પડેલું. પણ જ્યારે શ્રીરણછોડરાય પધાર્યા અને એ આરે ગંગાબાઇને હાથે સાકર માંખણ આરોગ્યું ત્યારથી એ આરાનું નામ માખણીઓ આરો પડયું હશે. આજે પણ રથ યાત્રાને દીવસે શ્રીગોપાલ લાલજી એજ આરે બીરાજમાન થઇ સાકર માંખણ આરોગે છે.

આ માંખણીયા આરાથી તે સમાધી સુધી ગોમતીની પાળ વડના ઝાડનાં મુળીયાં અને માટીના બંધારણથી એવી મજબુત થઇ છે કે પથર જેવી બાઝી ગઇ છે અને તળાવનું પાણી ફાટી બાહાર નીકળવા પામતું નથી.

માંખણીયા આરાથી ઉતર તરફ એક તપોદન ગોવીંદરામ નામના બ્રાહ્મણે આરો બંધાવેલો તે આજે ગોવીંદઘાટને નામે ઓળખાય છે. ત્યાંથી આગળ ગામ તરફ જતાં સાળીંગરામ સરજીુદાસજી બાવાની જગા છે જે જગા શેહેર આસપાસ દશકોશી લોકોમાં સારી પ્રસિદ્ધ છે. એ જગામાં સાળીગરામ જી અલોપ થઈ ગયલા કહેવાય છે. પણ પાછળથી લોકો એવી પણ શંકા કરતા હતા કે તેમનું ખુન થયું હશે.

આ સુંદર ધામની પાસે દશનામીનો અખાડો છે. અને તેમાં દશનામી ગોસાંઇ હક ધરાવે છે એ મકાન પણ ગામમાં અને ગામથી દશ કોશ સુધી પ્રસિદ્ધ છે. એ જગામાં લક્ષમણ પુરીજી માહારાજ હયાત હતા ત્યાં સુધી પોતાની ફરજ સમાલી અખાડો મોટા મોભા સાથે ગાજતો રાખ્યો હતો. પણ હાલ તે અખાડો અવ્યવસ્થીત કારભારને લીધે તેટલો ગાજતો નથી અને શાંત પડી ગયો છે.

આ અખાડાની પાર ગામ તરફ દક્ષણી લોકના ભજનીની જગા છે. એ ભજની મંડળ સારી નીવૃતીવાળા છે અને માત્ર ભજન કરી પોતાના દીન નીરગમન કરે છે, જેમનું પોશણ શ્રીર ણછોડરાયની કૃપાએ યાત્રાળુ લોકથી થાય છે. અને કેટલીકવાર તો ભીક્ષા નહી મળવાથી તે લોકો અપવાસ કરી પોતાનો દીવસ આનંદમાં ગુજારે છે. એ ભજની લોકોએ જાત્રાળુ લોકો પાસે એક નાહાનું ઉઘરાણું કરી પોતાની જગાપાશે એક આરો બંધાવ્યો છે જે ભજનીના આરાના નામથી ઓળખાય છે.

માંખણીયા આરાથી ભજનીના આરા સુધી તમામ આરા ના- હાના અને જગાવાળાની માલકીના જણાયા છે.

એ આરાની પાર બેહકાવાડનો વીશાળ આરો છે અને તેનો ઘણો ઉપયોગ ગામના ભાવસાર અને ધોબી લોક કરતા નજર આવે છે. તેમ એ આરો બંધાવવામાં ગામના ભાવસાર લોકોએ સારી મદદ કરેલી કહેવાય છે. મજકુર આરો ખુણામાં આવ્યો છે એટલે જાત્રાળુ લોકોના વાપરમાં તે ઝાઝો આ- વતો નથી.

આગળ જતાં વસોના અમીન કસીયાભાઇ રાગદાસ તથા ગાયકવાડ માહારાજ ફતેસીંગની હવેલીઓ અને હવેલી પાસે આરા છે તે તેમના નામથી ઓળખાય છે.

એ જગાથી આગળ ભાગલો આરો આવે છે. એ આરો ઘણો જુનો હોય એમ દેખાય છે અને તે લાંબી મુદતથી ભાંગી ગયલો હોવાથી ભાગલા આરાનાં નામથી ઓળખાય છે. એ આરો કોણે બાંધ્યો તે જણાતું નથી પણ ઘણું કરી એવું અ- નુંમાન થાય છે કે તે સરકાર તરફથી બંધાયો હશે.

ભાગલા આરાની પાર મુસલમાન લોકોનો તકીયો છે. અને તેમાં તે લોકોએ પોતાની માલકીનો એક આરો બંધા- વેલો છે.

તકીયાના આરાની પાસે ડંકનાથનો આરો. તેની પાસે ઇં શ્વરનો આરો, તેની પાસે ભગતરામ બાવાની નજીકમાં તેમનો આરો અને તેની પાર બાગોળે ખડીયાટનો આરો, તે આકાથી

એક મોટો આરોછે જેના ઉપર સંન્યાસીનો મઠ, શીવાલય અને વેરાગીઓના છત્રીવાળાં અને નાહાની છાપરીવાળાં અડંગ ઘાલેલાં મંદીર છે. આ આરાની પાર ત્રીકમજીના અખાડાનો આરો, તેની પાસે કળેસરી માતાની જગા અને ત્યાંથી આગળ ભટજીની બેઠકનો આરો આવી ઘણુંકરી તમામ આરા પુરા થાયછે.

આ પ્રકારે ગોમતીના તળાવની ઉત્પતી અને તેના આરાનું વરણન પુરૂં કીધા પછી ડાકોરમાં શ્રીરણછોડરાય પધાર્યા અને ગામને પાવન કરી પવિત્ર ધામ કરયું તેની મળી શકેલી થોડી હકીકત જાત્રાળુ માટે રજુ કરેલી ઠીક ઉપયોગી પડશે એવી આશા છે.

## શ્રીરણછોડ ચરીત્ર.

મહાભારતનું પ્રકરણ પુરૂં થયા પછી એટલે પાંડવો હીમાળે ગળ્યા અને શ્રીકૃષ્ણ પરમાત્મા સ્વેચ્છાએ સધામ પહોચ્યા પછી બુદ્ધાવતાર ધારણ કરી ચત્રુભુજ સ્વરૂપે પ્રતીમા રૂપે શ્રીદ્વારીકામાં ૪૨૨૫ વરશ સુધી શ્રીરણછોડરાય બીરાજમાન રહ્યા અને તેવામાં ડાકોરના એક બોડાણા નામે ભગતે ભકતીએ આધીન કરી ડાકોરમાં પધરાવ્યા એવી દંત કથા ચાલે છે.

## બોડાણાની લેહ.

એક સમે કોઇ સંઘ દ્વારકાં જવા માટે હાલને સમે કહેવતા ડાકોર ગામની ભાગોળે પડેલો, જ્યાં એક રજપુતનો

વીજેકરણ નામે છોકરો હાલ જે બોડાણાને નામે પ્રસિદ્ધ છે તે આવ્યો અને લોકોને પુછ્યું કે તમે બધા કયાં જાઓછો? જાત્રાળુએ કહ્યું અમે દ્વારીકાંધીશના દરશન કરવા દ્વારીકાં જઇએ છે. તે સાંભળી બાર વરસની વયના બાળક વીજેકરણને શ્રી દ્વારીકાધીશનાં દરશને જવાની ઇચ્છા થઇ અને શંઘવાળાની પાછળ પાછળ દ્વારીકાં ગયો.

---

## દરશન, નીમ અને તપ.

શ્રીરણછોડરાયના દરશનથી તેના મનની શાંતી થઈ અને ભકિતની એટલીવધી લહે લાગી કે તે સંસારની મોહીનીરૂપ જાળમાંથી બહાર નીકળી પડયો અને પાકો સંત થયો. તેના મનની કલ્પના માત્ર એજ રહી કે દરેક પ્રકારે દેહકષ્ટ કરી નીમ ધારી થઇ શ્રીપરમાત્માની ભકિત અને દરશનમાં કાળ ગુજારવો તથી એવો નિમ ધારણ કીધો કે વરસમાં પગે ચાલી જેટલી વાર દ્વારીકાધીશનાં દરશન થાય તેટલીવાર કરવાં.

થોડે કાળે તેનું મન વધારે આશકત થયું અને કાંઇ તપ ઉપર લાગ્યું. તે તપ જંગલમાં જઈ કરવાને બદલે ગામમાં વીચીત્ર રીતે કરવું ધાર્યું. હાથની હથેળીની કુંડી કલી તેમાં તુળસીનો છોડ વાવી જ્યારે તેને માંજર આવે ત્યારે પગે ચાલી શ્રીદ્વારીકાં જઈ રણછોડરાયને ચડાવવાનો નીયમ લીધો.

---

## પ્રભુની પ્રસન્નતા.

આ પ્રમાણે દેવસેવા અને દરશનમાં તદ્લીન થયલા ભક્ત જન બોડાણાએ આશરે ૭૦ વરસ સુધી એટલે પોતાની ૮૨ વરસની વય સુધી પરમાત્માને વરસમાં બેવાર તુળસી ચડાવ્યાં. જે સેવાથી પરમાત્મા પ્રસન્ન થયા અને ઘરડા ભગત બોડાણાને કહ્યું કે તારી સેવા અને આસ્થાથી સીમા થઇછે માટે હું તારી સાથે તારે ગામ આવવા ઇચ્છા કરૂંછું માટે હવે આવે ત્યારે એક વહેલ લેતા આવજે હું તારી સાથે આવીશ.

---

## બોડાણાની તજવીજ.

હાલ જેવા ડાકોરના બ્રાહ્મણો મસ્ત અને મશકરા આપણે જોઇએ છીએ. તે પ્રમાણે તેજ સમયે પણ દ્વારીકાના ગુગળી માતેલ અભીમાની અને મશકરા હશે તેથી જ્યારે બોડાણો તપસ્વીને હાલે દ્વારીકામાં આવતા ત્યારે અનેક પ્રકારે ચેષ્ટા કરતા અને એવું પણ કહેતા હતા કે બોડાણો તો ઠાકોરને પોતા સાથે તેડી જવા આટલી જંજાળ વેઠે છે. બોડાણો શાંતપણે કોઇ વખત એટલોજ જવાબ દેતા કે જેવી પ્રભુની ઇચ્છા હશે તેમ થશે, મારાથી શું બને એમ છે?

બોડાણાને પરમાત્માએ દ્વારકા છોડી તેની સાથે આવવાની ઇચ્છા જણાવી એ વાત તેણે પોતાની પવીત્ર સ્ત્રિ ગંગાબાઇને કહી. ગંગાબાઇએ પોતાના પતીની વાત પ્રમાણ માની અને

આનંદ પામી કહ્યું કે જરૂર પ્રભુને આપણા ગામમાં તેડી લા વે તો તમારે વૃદ્ધાવસ્થામાં રટણ કરવાનું ઓછું થાય ને મારૂં પણ ભાગ્ય ઉદય થાય કે હું તેમની સેવામાં તત્પર રહું.

બોડાણાને આ પ્રમાણે સ્ત્રિની સલાહ મળતાં ગામમા ગાડીની તપાસ કરી જેની પાસે જાય તે વાત ઉડાવે અને આ ટલી લાંબી મુસાફરી માટે ગાડું બળદ આપવા ન કહે. આ પ્ર માણે બધેથી બોડાણાને નીરાશ થવું પડતાં તે ખીન્ન થયો પણ તજવીજ કરવી જારી રાખી.

---

## હસવામાં હાણ.

એક માણસે કાંતો મશ્કરી કરવા કે કાંતો દયાની ખાતર એક જુની વહેલ અને ડગુમગુ કરતા મરવા જેવા બળદીઆ આપવાને હા કહી. બોડાણો પરમભક્ત એટલે ધાર્યું ધણીનું થશે આવી જેની આસ્થા તેણે આમતેમ કરી ભાગીતુટી વહે લ તૈયાર કરી અને ઘરમાં જે બે ધાતુપાત્ર (વાસણ) હશે તે વેચી બળદને માટે ચાર પુળાની સામગ્રી તૈયાર કરી તત્પર થ યો અને જેમતેમ કરતાં એ ખડખડીયા વહેલ દ્વારીકાં લેઇ ગયો.

ભગત બોડાણાનો આ વેશ જોઇ ગુંગળી લોક મશ્કરી કરવા લાગ્યા કે બોડાણાજી તો શ્રીરણછોડરાયને આણે આ આ છે.' બોડાણે આ ઉપર કંઇ લક્ષ ન રાખ્યું. એક જગાએ વ હેલ છોડી પોતે પરમાત્માના દરશન કર્યાં. પ્રભુએ તેના મનનું

સમાધાન કીધું કે તું હોંશીયાર રહેજે. આજે રાત્રે જરૂર તારી સાથે હું આવીશ.

---

## ડર અને જાપતો.

ગુગળી જો કે બોડાણાની ઉઘાડી મશ્કરી કરતા તોપણ તે લોક ભકિતનો મહીમા જાણતા તેથી વહેમ ભરાયો કે રખેને શ્રીરણછોડરાય તેની સાથે જાય! વળી બીજી એવી પણ શંકા થઇ હશે કે જાતે રજપુત છે માટે રાતને સમે ઠાકોરને ઉચકી ગાડામાં ઘાલી લેઇ પણ જાય. આવે પ્રકારે અનેક વહેમ લાવી સેનભોગ પછી જાપતા સાથે બારણાં સંભાળ્યાં, સાંકળ ભોંગળ કરી અને રક્ષકોને પાકી હુંશીયારીથી રહેવાને જણાવી બોડાણો મંદીરમાં ભરાઇ રહ્યો નથી અને મંદીર બહાર અમુક જગોએ છે એવી ખાત્રી કીધા પછી સહુ ઘેર ગયા.

---

## ઠાકોરજીની કુચ.

પરમાત્માને જ્યાં પોતાનું વચન પાળવું છે અને ભગત બોડાણાના રણમાંથી મુકત થવું છે ત્યાં માણસ માત્રના અનેક ઉપાય અને સાચવણી શા કામની? મધ્ય રાતને સમયે પરમાત્માએ રક્ષકોમાં ધારણ મુકયું, એટલે તેઓ કુંભકરણની નીદ્રાએ ઘોરવા માંડયા, સ્વેચ્છાએ તાળાં તુટયાં, સાંકળો અને ભુંગળો ઉઘડી ગઇ અને કમાડ ખોલી શ્રીરણછોડરાય જ્યાં ભગત બો

ડાણો સુતો હતો ત્યાં જઈ તેને ઉઠાડયો, જાગ્રત કર્યો અને સ
જ થવા આજ્ઞા કરી.

બીચારો બોડાણો આંખ્યો ચોળતો ઉઠયો અને ભાગીતુ
ટી વહેલ હમણાં મરણ પામશે એવા નીરબળ બળદ જોડ્યા.
શ્રીરણછોડરાએ કહ્યું કે તું હળવે રહી વહેલ ગામ બહાર કહાડ
અને પછી મારા હાથમાં રાશપરોણો આપજે મને પણ ગાડી
હાંકતાં આવડે છે જેમતેમ કરતાં વહેલ ગામ બહાર નીકળી.
એટલે પરમાત્માએ ભગત બોડાણાને કહ્યું કે તું શ્રમીત છે
માટે સુઈ જા હું વહેલ હાંકુછું. બીચારો બોડાણો થાકેલો ઉંઘી
ગયો અને પરમાત્માએ પોતાની લીલા કરી.

---

## ગુગળીનો ગભરાટ અને શોધ.

પ્રભાત થયું અને ગુગળી નાહીધોઈ મંદીરમાં આવ્યા
તો બારણાં ખુલ્લાં અને મુર્ત્તિ ઠાકોરજીને દીઠા નહી. તેઓ છેક
ગાભરા બની ગયા, રક્ષકોના હોશ ઉડી ગયા, ગામમાં આહા
કાર થઈ ગયો અને ઠાકોરજી ચોરાયાની વાત ગામમાં ચાલતાં
ભારે શોક વાપી રહ્યો. બધા એકત્ર થઈ તપાસ ચલાવી પછી તે
મને પોતાની મશ્કરીની વાત યાદ આવી અને ખાત્રી થઈ કે
બોડાણો વહેલ લઈને આવ્યો હતો તે અવશ્ય શ્રીરણછોડરાયને
ચોરી ગયો.

આવી અવસ્થા થયા છતાં પણ ગુગળીનો મદ ઓછો થ

ચો નહોતો તેથી હીમત રાખી બોલ્યા કે એ ચોર કયાં જનાર છે. મુદ્દાલ બળદ અને કુરી વહેલથી તે દસવીસ ગાઉ નાઠા હશે તો હમણાં પકડી પાડી તે ચોરને ઠીક સજા કરી ઠાકોરજીને પાછા પધરાવીશું. એમ વીચાર કરી ગુગળીઓ ભેગા થઇ સાથે ગામલોક, કાબાની અને રાજાની મદદ લેઈ બોડાણા પાછળ હથીઆરબંધ થઈ નીકળી પડયા.

---

## પધરામણી.

બોડાણાએ માત્ર ચાર કલાક ઊંઘ લીધી નથી એટલામાં તે પેલી વીમાનરૂપ વહેલ ઉમરેઠથી દોઢ ગાઉને છેટે શીમળોજ ગામ આગળ આવી ખડી થઇ. પરમાત્માએ બોડાણાને જગાડયો અને કહ્યું કે આ ખાખરાના વનમાં મને મારગ જડે તેમ નથી માટે ઉઠ અને જો કે અહીથી તારૂં ગામ કેટલું દુર છે! બોડાણાયે જવાબ દીધો કે કૃપાનાથ મારૂં ગામ અહીથી દોઢ ગાઉ વેગળું છે. પેલો મારા ગામનો શીમાડો દેખાય. પછી બોડાણે વહેલ હાંકવા માંડી અને શ્રીરણછોડરાય બુદ્ધાવતારે પાછા વહેલમાં બીરાજમાન થયા.

શીમળજને પાદરે જ્યાં લીંબડાના ઝાડ નીચે શ્રી દ્વારીકાંધીશે વીશ્રાંતી લીધી હતી ત્યાં તેમની પાદુકા પડી અને એક ડાળ લીંબડાના કડવા ઝાડનું મીઠું થઇ ગયું.

બોડાણો શ્રીદ્વારીકાંધીશને લઇને પોતાને ઘેર ગયા અને ત્યાં એક ઓટલી ઉપર આસન આપ્યું અને પધરાવ્યા તે સંવત

૧૨૧૨ ના કારતક સુદી ૧૫ નો શુભદીવશ હતો એવું દંતકથા અને છપાયેલાં પુસ્તકો ઉપરથી જણાવછે.

---

## ગુગળી અને ગામ.

બોડાણાની સ્ત્રી ગંગાબાઇને શ્રીરણછોડરાયના દરશનથી ભારે આનંદ થયો અને નીત્ય શેવામાં દીન ગુજારી આનંદ કરતી પણ તે આનંદ ઘણા દીવસ ચાલ્યો નહી. દ્વારીકાંથી નીકળેલા ગુગળી બીજે દીવસે ડાકોર આવી પહોંચ્યા. આ વાતની અગમચેતી માટે પરમાત્માએ બોડાણાને કહ્યું કે મને પ્રથમ ગોમતીમાં પધરાવો કે તે લોક મને ઉચકી જવા પામે નહિ. પછી તમે તેમની સાથે ગોરહી કરી હરેક પ્રકારે સમજાવી વિદાય કરજો. આ પ્રમાણે બોડાણાએ શ્રી ઠાકોરજીને ગોમતીમાં પધરાવ્યા અને પછી ગામથી દુર પડેલા ગુગળી અને તેમની સાથે આવેલા લશ્કર સામે ગોરસ લઇ બોડાણો જાતે સમાધાની માટે જતો હતો તેને દેખતાંજ કોઇ દુષ્ટે પેલો ચોર આવે કહી બાણ માર્યું જે બાણેકરી બોડાણાનો મોક્ષ થયો અને વૈકુંઠ ધામ પામ્યો. આ તીર શ્રી રણછોડરાયે ઝીલી લીધું તેથી તેમની કુંખમાં પેઠું અને ગોમતી જળમાં રૂધીરની ધાર ચાલી.

અહીં બોડાણો પડ્યાની વાત ચાલતાં ગામલોક ઉશ્કેરાયું. પરમાત્માએ સતી ગંગાબાઇને સમજાવ્યું કે તારા ધણીનો મોક્ષ થઇ તે સ્વર્ગે ગયો છે માટે તારે કલ્પાંત કરવું નહિ

અને થોડા કાળમાં તારી પણ સદગતી થશે અને તમે બંને જણ મારી સમક્ષ અખંડ આનંદ કરશો. એટલે તે સતીના મનનું સમાધાન થયું અને શ્રી ઠાકોરની શેવામાં સદા તત્પર રહી. તેમ ઠાકોરજીએ બોડાણાનુ ચતુર્ભુજ સ્વરૂપે દરશન કરાવ્યું તેથી આનંદ પામી.

ગામમાં ગુગળી અને કાબાનો કળાહોળ થઇ રહ્યો. રજપુતો હથીઆર લઇ સામા થયા. અને સતી ગંગાબાઇને કાંઇ પણ સતાવતાં તેમને ખમવું પડશે એમ જણાવતાંજ જરા સમાધાની થઇ. ગુગળીએ માત્ર ગંગાબાઇનું ધર સોધ્યું પણ ઠાકોરજી દીઠા નહિ. પછી તેમને ખબર મળી કે શ્રી રણછોડ રાય તો ગોમતીમાં બીરાજમાન થયા છે; એટલે ગુગળી ગોમતીમાં પેઠા પણ કાંઇ પતો લાગ્યો નહિ. છેવટ ઠાકોરજીની મુર્તી જણાઇ પણ તે કેમે કરતાં બહાર નિકળી નહિ એટલે તે લોકો નિરાશ થયા અને મરણ આદરી ગોમતી તીરે લાંઘવા બેઠા.

---

## ગુગળીનો ત્રાસ.

ગુગળી લાંઘ્રા કરી મરશે એવી ખાત્રી થવાથી ગામ લોક અકળાયા અને ગંગાબાઇને ભારે ત્રાસ થયો. કારણ જ્યારે કાબાએ બાણથી બોડાણાને માર્યો અને રજપુતો તે મારનારનો પ્રાણ લેવા જતા હતા ત્યારે બોડાણે તેમને વાર્યા. અને કહ્યું કે મેં ઠાકોર ચોરી આણ્યા માટે હું ચોર છું અને તેનું મને

સાશન થયું. વળી ગુગળી મારા ગોર માટે તેમને મરાય નહિ. એમની સમજુત થઇ વીદાય થશે ત્યારેજ મારા જીવને શાંતી વળશે. તે વાત પાછી સાંભરતાં ગંગાબાઇ ગીસાયાં. રોજ ગોમતીમાંથી રાતને સમે પરમાત્મા ભોગ આરોગવા ગંગાબાઇને ઘેર જતા તેમ આ સમે પણ શ્રી ઠાકોરજી ભુખ લાગવાથી ભોગ આરોગવા આવેલા પણ ગંગાબાઇએ ભોગ ધરાવ્યો નહિ' અને પોતે પણ અપવાસ કરેલો. શ્રી રણછોડરાયે સતી ગંગાબાઇને કહ્યું કે મને ભુખ પીડા કરે છે માટે ભોગ ધરાવ. ગંગાબાઇએ વિનંતી કરી કે મને પણ અપવાસ છે. અને મારા સ્વામિના ગોર ગુગળી લાંધી પોતાનો પ્રાણ ત્યાગ કરશે. માટે તેનું સમાધાન કરો અને હું તમને ભોગ ધરાવું. નહિ તો મારે પણ ખાવું નથી અને તમને ભોગ પણ ધરાવવો નથી માટે જેવી આપની ઇચ્છા હોય તેવી બધાની ગતી થવા દ્યો મારો ઉપાય નથી.

---

## લોભે લુંટાયા.

પરમાત્માએ દયા કરી ગંગાબાઇને કહ્યું કે એ ગુગળી સેવાના ભુખ્યા નથી. પણ તેમને ગુજરાનનો બીજો મારગ નથી અને ધન લોભી છે માટે એમને કહો કે શ્રી ઠાકોર બરોબર સોનું આપવામાં આવે તો તે લઇ વિદાય થશો? ગંગાબાઇ ગભરાયાં અને ઉત્તર દીધો કે મારા ઘરમાં ઘંટીમાં ઘાલવા દા-

ણા નથી તો હું સોનું કયાંથી લાવીશ? શ્રી રણછોડરાયે સતી ગંગાબાઇને સમજાવ્યાં કે તમારા ઘરમાં એક સવાલ વાની ૧ વાળી છે તે તુળશી દળ સાથે ત્રાંજવામાં મુકશો તો તે સોનું મારા કરતાં નમશે. માટે કોઇ પ્રકારની ચિંતા કરવી નહિ. ગુગળી લોભથી હા કહેશે અને તેમનો ફુતાવળો નિકાલ થશે. માટે જરૂર એ તજવીજ કરજો. અને મને ભુખ લાગી છે માટે ભોગ ધરાવો. સતીએ શ્રી ઠાકોરજીને ભોગ ધરાવ્યો અને પછી ગુગળીને સોનાની વાત કહી એટલે તેઓ રાજી થયા અને ભોજન કીધું તથા તે વાત બીજા દીવસ ઉપર મુલતવી રાખી.

---

## પ્રભુની કળા.

ગુગળી સાથે કરાર થયો કે શ્રી રણછોડરાય જેટલું તેમને સોનું આપવું અને તે લઇને તેમણે પોતાને દેશ જવું. ગુગળી રાજી થયા કે આપણને આટલું બધું સોનું મળશે એટલે આપણા નશીબમાંથી ભીખ ટળશે અને ધનવાન થઇશું તો આપણને કોઇની ગરજ રહેનાર નથી તેથી રાજી થયા. બીજી તરફ ગામલોક ગભરાયા અને વિચારમાં પડ્યા કે ગરીબ ગંગાબાઇ આટલું બધું સોનું લાવશે કયાંથી અને ગુગળા શી રીત વીદાય થશે. માત્ર ગરીબ પણ સતી ગંગાબાઇની હાંસી થશે, એવા વિચારમાં ખીન્ન થયા. તેમને ગંગાબાઇએ સમજાવ્યું કે શ્રી ઠાકોરજીને પ્રતાપે મારા ઘરમાં સોનાનો ભંડાર ભરેલો છે

હોટે પ્રભુ ઉપર આસ્તા રાખો, પરમાત્મા સારાં વાનાં કરશે. એમ તેમને સમજાવ્યા અને પોતે પ્રભુનું સ્મરણ કરી પેલી ન્હાનીસરખી વાળી છેડે બાંધી અને એક પાળી પોતાની સાથે રાખી તે એવી ધારણાથી કે જો પ્રભુએ કહ્યા પ્રમાણે થશે તો મારી લાજ રહેશે અને તેમ નહિ થાય તો આ પાળી પેટ મારી મારો પ્રાણ ત્યાગ કરીશ.

ગામલોક અને ગુગળી ગોમતીને તીરે ભેગા થયા. ડંક-નાથને આરે ત્રાંસ બાંધવામાં આવ્યો અને ગુગળીને કહ્યું કે જળમાંથી શ્રીરણછોડજીને બહાર લાવી ત્રાસમાં પધરાવો. ગુગળી જળમાં પેઠા અને શ્રી રણછોડરાયને ઉંચકી બહાર કહાડવાનો પ્રયત્ન કીધો પણ પરમાત્મા બહાર લાવી શક્યા નહિ. પછી સ-તી ગંગાબાઈ સ્નાન કરી જળમાં પેઠાં અને જેમ એક માતા પોતાના બાળકને કેડમ બેસાડી લાવે તેમ તે ભાગ્યશાળી બાઈ ઠાકોરને બહાર લાવ્યાં અને એક ત્રાંસમાં મુર્તિ પધરાવી અને બીજા ત્રાંસમાં તુળશી દળ સાથે પોતાની વાળી મુકી તો પરમાત્મા-વાળું ત્રાંસ ઉંચું ગયું અને સવા વાલની વાળી શ્રી ઠા-કોરજીથી સવાઈ નીચી નમી. આ જોઈ ગુગળી ગભરાયા અને લેપ થએલા એટલે તેમનાથી કાંઈ વધારે બોલી શકાયું નહિ પણ નીચું જોઈ ઉભા રહ્યા અને પશ્ચાતાપ કરવા લાગ્યા તથા ફરી દેહ પાડવા તૈયાર થયા.

---

## પુજારીપર દયા.

સતી ગંગાબાઇએ પાછી પ્રભુની પ્રાર્થના કરી કે આ બ્રાહ્મણનું મન મનાવો. ત્યારે પ્રભુએ કહ્યું કે તેઓ લોભી છે, સેવામાં તેમનું મન નથી માટે મને તેમના ઉપર દયા આવતી નથી, તોપણ તમારા આગ્રહથી હું તેમને સુખી કરીશ અને મનાવીશ. એમ કહી ગુગળીને સ્વપ્ન આપ્યું કે ગભરાશો નહિ હું તો અહીંજ રહીશ અને તમારી સાથે આવનાર નથી. પણ દ્વારીકાંનો મહિમા જેવો હતો તેવોજ રહેવા માટે અને તમારૂં ચરીતાર્થ ચાલવા માટે હું તમને પ્રસન્ન થાઉંછું. દ્વારીકાં પાસે જે સેવંત્રી વાવ છે તેમાં મારીજ એક બીજી પ્રતિમા છે તે કહાડી મારી જગાએ પધરાવજો અને પ્રતિષ્ટા કરજો. જેવો મહિમા આજ લગણ રહ્યો છે તેવોજ રહેશે અને તમને સેવાનું ફળ મળશે અને સુખી થશો પણ તે પ્રતિમા કારતકી પુનમ સુધી બહાર કહાડંશો નહિ.

---

## લોભી ગુગળી.

આ પ્રકારે ગુગળીને રાજી કરી વિદાય કરવામાં આવ્યા અને શ્રી ઠાકોરજી તે પછી ગોમતીને તીરેજ કેટલોક વખત સુધી શ્રી ડંકનાથ મહાદેવ પાસે બીરાજમાન રહ્યા. પછી ગંગાબાઇની ઓરડીમાં એક નહાનું દેહેરૂં બંધાવ્યું તેમાં કેટલાક

વરસો સુધી બીરાજમાન રહ્યા. એ દેહેરાના ભોગરા આજે પણ એ ઓરડીમાં ભોંગથી જરા ઉંચે દેખાય છે. મજકુર દેહેરાવાળી ઓરડી મંદીરને તાબે છે અને ભાડે આપવામાં આવી છે. તે ભાડાનો લોભ નહિ કરતાં રીસીવર સાહેબ તે દેહેરૂં ચારે બાજુથી ઓદાવી લોકોનાં દરશન માટે ખુલ્લું રાખે તો જરૂર તે જગા ભોંયરારૂપ સુંદર જોવા લાયક અને પવિત્રતાને માટે ભાવિકોને પુજવા લાયક થઈ પડશે.

ગુગળી પોતાને દેશ જવા તૈયાર થયા અને દ્વારીકાં પહોંચતાંજ તેમની ધીરજ રહી નહિ. તેમને અંદેશો થયો કે શ્રી રણછોડરાયે આપણને બીજી પ્રતિમા બતાવી છે ખરી પણ એ વાત ખરી હશે કે આપણને છેતર્યા હશે તેથી મનમાં અધીરાઇ પેદા થઇ અને સેવંત્રી વાવમાં જઇ વચન ઓાળંઘન કરી ઉતાવળી શોધ કરી તો શ્રી દ્વારકાંધીશની પ્રતિમા ખડબચડી વાવમાંથી નીકળી અને તેની પ્રતિષ્ટા કરવામાં આવી જે મુર્તિ આજે દ્વારીકાંમાં બીરાજમાન છે અને લોકો ત્યાં પણ યાત્રાએ જાય છે.

શ્રી રણછોડરાયની પહેલી પધરામણી બોડાણાને ઘેર થઇ, પછી થોડા દીવસ જળમાં વાસ કીધો. તે પછી ત્રણ વરસ ગંગાબાઇએ પોતે સેવા કરાવી અને તે સધામ પહોંચ્યા પછી બ્રાહ્મણોના કબજામાં તે પ્રતિમા આવી અને બ્રાહ્મણોએ તેમનું પુજન કરવા માંડયું.

---

## નાનું મંદીર.

થોડાક કાળ પછી જ્યાં બોડાણાનું ઘર હતું ત્યાં એક નહાનું સરખું મંદીર બંધાવવામાં આવ્યું અને તેમાં શ્રી રણછોડરાયને પધરાવ્યા એ મંદીર નહાનું અને લોકોની ભરતી વધારે દરશને આવવા લાગી તેથી પ્રભુએ થોડા કાળ સુધી પોતાનો મહિમા ઓછો કીધો. લોકો આવી હેરાન થવા લાગ્યા તેથી સંઘ કમી થયો હશે. આ પ્રકારે ચારસો વરસ વીત્યા પછી કળી અને અધર્મ લોકને પીડા કરવા લાગ્યાથી શ્રી લક્ષ્મીજીએ પરમાત્માને વીનંતિ કરી કે જો આપ આગ્ના કરો તો મારા ભગત (ધનવાન) પાસે એક વિશાળ મંદીર સ્વપ્ન આપી બંધાવું. પરમાત્માએ કહ્યું કે મારા કામમાં અધર્મનો પૈસો આવતો નથી. માટે જો કોઇ ધાર્મીક પુરૂષ મંદીર બંધાવશે તો બીરાજમાન થઇશ અને તમે સુખે તમારા ભક્તને આગ્ના કરો.

આવું વચન થવાથી શ્રી લક્ષ્મીજીએ પોતાના એક ભક્ત જે ખંભાતનો વણીક હતો તેને સ્વપ્ન આપ્યું અને આશરે ૧૭૮૧ની સાલમાં રતનસીંહ નામના વણીકે હાલ જે શ્રી લક્ષ્મીજીનું મંદીર છે તે બંધાવ્યું અને તેમાં શ્રી રણછોડરાય શ્રીલક્ષ્મીજી સહવર્તમાન બિરાજમાન થયા તે વખતે પ્રતિષ્ટા થઈ પ્રતિમા પધરાવવી તે કોઇથી ઉચકી શકાઇ નહિ અને ઠાકોરે સ્વપ્ન આપ્યું કે બોડાણાનો કોઇ વંશજ શોધી કહાડો. એટલે શોધ કરતાં બોડાણાના વંશનો એક દીપસીંહ શોધી

કહાડયો અને તેને હાથે પ્રતિમા નવા લક્ષ્મીજીવાળા મંદીરમાં ધામધુમ સાથે પધરાવી.

---

## પુજા નીમ.

આ સભા ઉપર તપોદન એમ કહે છે કે અમે શ્રી રણછોડરાયની પુજા કરતા હતા અને ખેડાવાળ એમ કહે છે કે અમે ખંભોળજથી ધંધા અરથે ડાકોર અહરનીશ આવતા અને દેવની પુજા કરતા અને દેવ નીરમાલ્ય તપોદન લઈ જતા. ગમે તેમ હો પણ એ બ્રાહ્મણો શ્રી રણછોડરાયની પુજા કરતા. આવામાં કોઈ વલ્લભકુળના બાળક શ્રી રણછોડરાયનાં દરશન કરવા પધારેલા તેમને આ પુષ્ટીમાર્ગના પરમાત્માની અવ્યવસ્થીત સેવા થતી જોઈ ભગતો અને બ્રાહ્મણોની સમજુત કરી કે તમારે સેવાના નીમ કરવા અને સેવાનો અધિકાર ખેડાવાળને આપી તપોદને દેવનો મહિમા વધારવા તથા દેવનો ખરચ નભે તે માટે પ્રયત્ન કરવા તજવીજ કરવી.

આ સલાહ યોગ્ય લાગ્યાથી સેવાનું કામ ખેડાવાળને સ્વાધીન કરી તપોદન તાળાં-કુંચી સંભાળવા લાગ્યા તથા મંડળી થઈ પરગામ ફરી દેવનો મહિમા વધારવા તથા સેવા અને ભેટ ઉઘરાવવા મહેનત કરવા લાગ્યા.

---

## ખેડાવાળ અને શ્રીગોડ.

આ પ્રકારે દેવનો મહિમા વધવા માંડયો અને દેશ

દેશાવરના લોક દરશન કરવા આવવા લાગ્યા અને પ્રભુનો મહિમા વધવા માંડયો. ખેડાવાળને દેવની સેવા કરતા જોઇ તેમના જાતભાઇ તેમને દુષણ લગાડી ગુગળી કરી નીંદવા લાગ્યા. નાતમાં આ પ્રકારે તેમને માટે બોલાતું જોઈ ખેડાવાળે રસોઇ કરવાનું કામ બંધ કરી પોતાના ભાગમાં શ્રીગોડને સામેલ કીધા. આ પ્રકારે આજે શ્રી રણછોડરાયની સેવક દાખલ સેવા કરતાં જે લાભ થાય તેમાંથી અરધો ભાગ તપોદન લે છે. અને અરધનો ભાગ ખેડાવાળનો તેમાંથી અરધો શ્રીગોડને આપવામાં આવે છે. એટલે જ્યારથી આ રીત શરૂ થઇ હશે ત્યારથી તપોદન, ખેડાવાળ અને શ્રીગોડ પોતાના નેક અને હિસ્સા પ્રમાણે વહેંચણ કરતા આવ્યાછે.

---

## હાલનું દેવાલય.

શ્રીલક્ષ્મીજીવાળુ મંદીર બંધાયા પછી આશરે ૪૭ વરશ શ્રીરણછોડરાયં ત્યાં બીરાજમાન થયા તે પછી દક્ષણમાં વાસ કરતા શ્રીમાન ત્રાંબેકર ગોપાળ નાયક જે પેશવાઇના મોટા સરાફ હતા તેમને દ્વારીકાં જઇ શ્રીરણછોડરાયના દરશન કરવા જવાની ઇચ્છા થતાં તેઓ યાત્રાએ નીકળ્યા તેમને માર્ગમાં સ્વપ્ન થયું કે હું તો ગુજરાતમાં આવેલા ઠાસરા પરગણાના ડાકોર ગામમાં વસુછું માટે ત્યાં દરશને આવવું અને મારે માટે એક મંદીર બનાવવું. આ સ્વપ્ન આળપંપાળ જાણી ગોપાળ નાયક આગળ ચાલ્યા અને ફરી પાછું તેજ સ્વપ્ન થયું, તેમ

બ્રાહ્મણ રૂપે સાક્ષાત પ્રગટ થઈ શ્રીરણછોડરાયે ઉપદેશ કીધો ત
થી તે પોતાના રસાલા સહીત પાછા ફરી ડાકોર આવ્યા અને
શ્રીરણછોડરાયનું દરશન કરી મન શાંત થયું. પછી મોટા ખરચ
કરી વીશાળ મંદીર બંધાવ્યું અને શ્રીરણછોડરાયને ૧૮૨૮ ની
સાલમાં ત્યાં પધરાવ્યા અને ફરી પ્રતીષ્ટા કરી તે વખતે પણ
દેવ કોઈથી ઉપાડી શકાયા નહી અને પાછું એજ સ્વપ્ન થયું
કે બોડાણાના વંશનાને શોધી કાહાડો. તે પ્રમાણે શોધ કરતાં
એક રામસીંહ નામે માલમ પડયો તેને બોલાવ્યો અને તેણે
સ્પરશ કર્યો એટલે દેવ પધરાવી શકાયા અને ધામધુમથી નવા
તાંબેકરે બંધાવેલા દેવાલયમાં ફરી પ્રતીષ્ટા કરવામાં આવી.
પરમાત્મા શ્રી લક્ષમીજીના મંદીરમાંથી નવા મંદીરમાં પધારતાં
શ્રીલક્ષમીજીએ પોતાને વીયોગ થશે એવી વીનંતી કરતાં શ્રીરણ
છોડરાયે જણાવ્યું કે દર શુકરવાર અને અગીઆરસે હમેશ
ગાજતે વાજતે આપને મંદીર મારૂ બાળસ્વરૂપ ગોપાળલાલ
જી પધારશે અને બીજા હરેક વરઘોડા અને સ્વારી વખતે પણ
પધારશે. આ વીયોગ કહેવા માત્ર છે અને આપણે પરસ્પર સાથે
જ રહીશું, એમ કહી સંતોષ પમાડયાં.

આ રીતે શ્રીરણછોડરાયની બુદ્ધાવતાર ધારણ કરેલી સ્વ
યંભુ મુર્તી ૪૨૨૫ વરસ દ્વારકામાં નીવાસ કર્યા પછી સંવત
૧૨૧૨ ની સાલમાં ડાકોરમાં પધારી. થોડા દીવસ બોડાણાનાં
ઘરમાં રહ્યા પછી થોડા દાહાડા ગોમતી જળમાં નીવાસ કીધો.
ગુ[illegible] રમ[illegible]ની વિદાય કીધા પછી ફરી ગંગાબાઇની ત્રણે

વરશ સેવા અંગીકાર કરી. ત્યાર પછી એક નાહાના મંદીરમાં સ્થાપના થઈ. સંવત ૧૭૮૧ માં શ્રીલક્ષ્મીજીના સેવક રત્નસીંહે મંદીર બંધાવ્યું ત્યાં બીરાજમાન થયા અને તે પછી સંવત ૧૮૨૮ માં ગોપાળનાયક ત્રાંબેકરે વીશાળ દેવાલય બંધાવ્યું તે માં તે વખતથી તે અત્યાર સુધી શ્રીરણછોડરાય બીરાજે છે અને તે દીવસથી દીન પ્રતીદીન મહીમા વધતો ચાલ્યો જે આ જે આપણે જોઈએ છે.

---

## રાજદરબાર.

ગોપાળનાયકે શ્રીરણછોડજીનો વહીભવ નભાવવા માટે પોતાના વગથી રાજવંશીઓ પાસે પ્રથમ ડાકોર અને પછી કુંજરી મળી બે ગામ ઈનામમાં મેળવ્યાં. જે શ્રીઠાકોરજીને અરપણ થવાથી રાજા ઠાકોર કહેવાયા અને સર્વ પ્રકારે રાજવઈભવ જેવો કારભાર ચાલે છે. એ બે ગામની ઉપજ શ્રીઠાકોરજીના નેક માટે તથા ત્રાંબેકરના વંશજના ગુજરાન માટે અમુક નીયમ થઈ ઉપયોગમાં આવે છે. ગામની શોભા માટે અતીથીને એ ખાતામાંથી સદાવ્રત આપવામાં આવે છે, માગણને સંતોખવામ આવે છે અને સર્વ પ્રકારે રાજરીત જેવો કારભાર ચાલે છે.

કેટલોક વખત સુધી ત્રાંબેકરના વંશજ જે વહીવટ કરતા હોવાથી વહીવટદાર કહેવાયા. તેમના હાથમાં થોડી ફોજદારી સત્તા પણ હતી. પણ સેવક, વહીવટદાર અને મેવાડા લોક વચ્ચે પરસ્પર સંપ ન હોવાથી અનેક જાતની ફરીયાદો ઉત્પન્ન થવાથી

ફોજદારી વહીવટ લઇ લેવામાં આવ્યો હતો. ફરી માજી વહીવટ દારને આનરરી માજીસ્ટ્રેટની સત્તા મળેલી અને તે માટે પણ તેવીજ પાછી ભાંજઘડ ઉઠવાથી તે સત્તા લઇલેવામાં આવી અને છેવટ તે દેવલોક પામ્યા. જેમનો વારસો તેમણે શાસ્ત્ર પ્રમાણે કરી લીધેલ દત્તક હાલના જુવાન ગોપાળ નાયકને મળેલો છે જેમની બાલ્યાવસ્થાને લીધે તેમના જન્મ તાત રા. રા. કૃષ્ણરાવ ગોપાળ ઉરફે બાલા સાહેબે વાલીપણાની સરટીફીકેટ મેળવી આજે ડાકોરના ઇનામી ગામ અને બીજી મીલકતનો વહીવટ ચલાવે છે.

---

## મંદીરની વ્યવસ્થા.

ત્રાંબેકર તરફથી નવા બંધાયલા દેવાલયમાં શ્રીરણછોડરાય પધારવા પછી સેવકો એટલે તપોધન, ખેડાવાળ અને શ્રીગોડ મળી એક સલાહથી મંદીરનો કારભાર કરતા આવ્યા છે. પણ કેટલીક મુદ્દત ઉપર કોઇ સેવકના મનમાં એમ આવ્યું હશે કે ડાકોરના માલેક અમે અને વહીવટદાર કારભાર શાનો કરે આવા કુતર્કથી કે બીજે પ્રકારે પ્રથમ કોઇ પ્રકારના દીવાની દાવાની શરૂઆત થઇ. એટલે જેમ લાકડાની ચાકીમાં એક નાહાની અગ્ગગારી પેસતાં પજળીને સળગી જાય તેમ અનેક પ્રકારના દાવાથી સેવકો અને વહીવટદારનાં મન જુદાં થયાં છે અને વકીલોના તડાકાથી નવા નવા દાવા જનમ પામી આજે ડાકોર જાણે નધણીયાતું હોય તેવી વ્યવસ્થા થઇ પડી છે.

## પારટીઓ.

એક તરફ સેવક મંડળ, બીજી તરફ વહીવટદારનું મંડળ અને ત્રીજી તરફ ગોર નામ ધારણ કરેલા મેવાડા એ ત્રણ તરફના ખેચાણ વચે ડાકોરનું દેવ મંદીર આવી પડયું છે. સેવકો વહીવટદારના પક્ષમાંથી ખસ્યા એટલે અનાયાસે વહીવટદારને મેવાડા લોકને પોતાના પક્ષમાં લેવા પડયા. મેવાડા આ દાવ સાધી શ્રી ઠાકોરના મંદીરમાં પોતાનું લાકડું છે એવો દાવો આણ્યો અને તેમાં કોઇ જાતનું હુકમનામું થયું છે તેના અમલ માટે અનેક પ્રકારના વાંધા ઉઠે છે તે લોકોના જાણવામાં છે.

સેવકોએ વહીવટદાર પાસે હીસાબ માગ્યો અને તેવું હુકમનામું થયું એટલે વહીવટદારે દેવમંદીર સારવજનીક ઠરાવવા દાવો કીધો અને તેમના હાથમાં દેવનો ભંડાર વેડરાઇ જશે એવી દલીલ રજુ કરી રીસીવર ઠરાવવાની માગણી કરી જે ઉપરથી નામદાર કોરટ તરફથી રીસીવરની નેમણુંક કેટલાંક વરશથી થઇ છે અને આજે મંદીરના ભંડાર અને આવક ખરચનો તમામ હીસાબ રીસીવર સાહેબની દેખરેખ નીચે રાખવામાં આવે છે.

---

## રીસીવર ખાતુ.

પહેલા રીસીવર.

રાવસાહેબ હરીલાલ અંબાશંકરે ભંડારનો ચારજ લીધો.

બીજા રીસીવર.

રાવસાહેબ લલુભાઇ કશનદાસ.

ત્રીજા રીસીવર.

રાવસાહેબ હરદેરામ અનુપરામ મુનશી પેનશન્ડ સબ જજ.

મંદીરની તમામ આવક અને ખરચ રીસીવર સાહેબની દે ખરેખ નીચે જમા અને ખરચ થાય છે. તથા મંદીરનો ખજા નો અને મીલકત ઉપર સર્વે પ્રકારની દેખરેખ રીસીવર સાહે બ રાખે છે.

---

## ભંડારીબાવા.

સુખદેવદાસજી શ્યામદાસજી.

જાત્રાળુને સેવા માટે સમાધાન (ઉપદેશ) કરવો, તેમની પાસેથી ભેટ અને સેવા લેવી, તેમને ઉપરાણાઓ ઓરાડવા ત થા પ્રસદ આપવો અને ઠાકોરના વસ્ત્ર તથા આભુષણ અને તમામ ભંડાર સાચવવો એ કામ ભંડારી બાવા કરેછે.

---

## મદદગાર ભંડારી.

બાવા સીતારામજી જાનકીદાસ.

રાજા ઠાકોરને ધરાવવાને રોજ વસ્ત્ર અને આભુષણ સે વકને ગણી આપવાં તથા તેમની પાસેથી ગણીલેવાં અને દફતરે નોધાવવાં તથા ભંડારી બાવાને તેમના કામમાં મદદ કરવી એ તેમનું કામ છે.

---

## સેવકો.

શ્રીરણછોડરાયની પોતાના વારા પ્રમાણે સેવા કરવી, તેમ

માટે રાજભોગ કરવો અને ધરાવવો તથા દેવ મંદીરની સર્વ પ્ર કારની વ્યવસ્થા રાખવી એ સેવકોનું હમેશનું કામ છે.

એડાવાળ.

શ્રીરણછોડરાયની સેવા કરવી.

શ્રીગોડ.

ઠાકોર માટે રાજભોગ તૈયાર કરવો અને સેવા આરતી કરવી.

તપોદન.

મંગળા વખતે મંદીર ઉઘાડવાં અને સખડી ભોગ પછી તાળાં બંધ કરી કુંચી પોતાપાસે રાખવી. અને દેવ માટે સ-માધાન એટલે સેવાનો બોધ કરવો અને બંદોબસ્ત વગેરેનું કામ કરવું.

એમ કહેવાય છે કે જ્યારે આ દેવ મંદીરના નીભાવ માટે કાંઇ સાધન નહોતું તે વખતમાં તપોદન મંડળીઓ (ભજન મંડળી) કાહાડી ગામેગામ ફરતા અને દેવ માટે સેવા ઉઘ-રાવી લાવતા.

---

## ભાગ.

મંદીરનો પ્રસાદ અને બીજી જે કાંઇ પેદાસ સેવકો વેહેંચી લે તેના નીચે પ્રમાણે ભાગ પાડવામાં આવે છે.

અરધભાગ—તપોદન.

બીજો અરધ—એડાવાળ તથા શ્રીગોડ.

આ પ્રમાણે લાંબી મુદતથી મંદીરના પ્રસાદ અને બીજી

બાબતોનો ભાગ લાગ થાય છે. અને એ બધા લોકનું એકત્ર મંડળ તે સેવકમંડળ કહેવાય છે.

---

## સેવા નિયમ.

જ્યારે ભગત બોડાણાએ શ્રીરણછોડરાયને ડાકોરમાં પધરાવ્યા અને સાધવી ગંગાબાઈએ સેવા કરી તથા તેમનો દેહ પડ્યા પછી ખેડાવાળ અને તપોદને દેવની સેવા કરી તે વખતે જેમ વેરાગીના મંદીરોમાં મનસ્વી સેવા થાય છે તેમ થતી હશે પણ જ્યારે લક્ષ્મીજીવાળું મંદીર ખંભાતવાળાએ બંધાવ્યું ત્યારે અનુમાન થાય છે કે શાસ્ત્ર પ્રમાણે દેવની પ્રતિષ્ઠા કરવામાં આવી હશે અને તે સમે કોઈ ગુસાંઈના બાળકનું સ્વરૂપ પધાર્યું હશે. તેમણે સેવકોને સેવાના વ્યવસ્થિત નિયમ બતાવ્યા હશે. સેવાનું કામ ખેડાવાળને સોપી બાહારનું કામ કરવાને તપોદનને ભલામણ કરી હશે, જેથી તે પ્રમાણે અમલ થયો અને હજીસુધી તે માર્ગ ચાલે છે.

ખેડાવાળ વૈષ્ણવી સંપ્રદાયમાં શુદ્ધ ગણાય છે તેથી તેમના લોકો ઘણાખરા માહારાજોના મંદીરમાં નોકર રહેલા છે. વળી એમ પણ કહેવાય છે કે ખેડાવાળ મુળ તીલંગ દેશમાંથી ગુજરાતમાં આવેલા. અને વખતે તેઓ પરસ્પર આજે પણ વઢવા, સમ તીલંગાની ઉપમા આપે છે, તો એ વાત અવશ્ય સિદ્ધ હોવી જોઈએ. તેમ વૈષ્ણવી સંપ્રદાયના મુળ પુરૂષ તીલંગા બ્રાહ્મણ આજે પણ ગુસાઈના બાળક તીલંગાની કન્યા લાવે છે. અને

મહ્રાસભણી વસતા ખેડાવાળ બ્રાહ્મણ સાથે તીલંગા બ્રાહ્મણો ખાધાપીધાનો વેહેવાર રાખે છે. આ ઉપરથી ખેડાવાળને ગુસાઇના બાળકો પોતાને ત્યાં સેવાના કામ માટે શુધ્ધ માની રાખેછે એમ અનુમાન થાય.

શ્રીલક્ષ્મીજીવાળા મંદીરમાં ઠાકોરને પધરાવ્યા પછી અને ગુસાંઇના બાળકની આજ્ઞા પ્રમાણે સેવાનું કામ ખેડાવાળ કરવા લાગ્યા. પછી શ્રીગોડ સેવામાં ભળતાં રસોઇ તેમને હાથ ગઇ એટલે આજે શ્રીરણછોડરાયની સેવા ખેડાવાળ, રાજભોગ સામગ્રી અને સેવા આરતી શ્રીગોડ અને દેવ દરબારની કુંચી સાચવવાનું તથા બીજું કામ તપોદન પોતાના ભાગની વારી પ્રમાણે કરેછે.

---

## રોજનાં દરશન.

૧ મંગળા, ૨ શણગાર, ૩ ગોવાલ, ૪ રાજભોગ, ૫ ઉથાપન, ૬ સેન, ૭ સખડીભોગ.

### ભોગ ધરવાનો નેક.

મંગળા ભોગ—શેર ૧૫ ના દળના લાડુ નંગ ૭ અથાણા સાથે.
શણગાર ભોગ—દુધ, પુરી, શીરો, શાક. અથાણા આશરે ૩૭)
ગોવાળ ભોગ—દસશેરની પુરી અને શીરો તથા શાક ૨૫॥.
રાજભોગ—સખડી તથા અનસખડી ૨૧૫)
ઉથાપન ભોગ—દળના લાડુ અને અથાણું
સેન ભોગ—દુધ, પુરી, શીરો, શાક અને અથાણું ૨૭)

સખડીભોગ—સખડી તથા અનસખડી ૩૨૦.)

અધીક નેક.

વૈશાખમાસમાં રાજભોગને સમે ચંદનના વાગા ધરાવ વામાં આવેછે અને સેનભોગ પછી દુધભાત ધરાવવામાં આવે છે.

હીંડોળા.

અશાડ વદ બીજથી શ્રાવણ વદ ૧ સુધી ઉથાપનનાં દર શન થયા પછી શ્રીગોપાળલાલજી હીંડોળે ઝુલેછે.

પારણા.

શ્રાવણ વદ ૮ જન્માષ્ટમીથી સાત આઠ દીવસ શ્રીગોપા ળલાલજી શણગાર પછી પારણે ઝુલે છે.

વરઘોડો.

દર શુકરવાર તથા અગીઆરશે શ્રીગોપાળલાલજી વરઘો ડો કહાડી શ્રીલક્ષ્મીજીને મંદીરે પધારેછે.

---

## સવારી.

રથજાત્રા—એ દીવસે શ્રીગોપાળલાલજીની સ્વારી ધામધુમ સાથે નીકળી ગોમતી પ્રદક્ષણા કરેછે.

ઠાઠમાઠ.

અનેક ભગતજનોની મંડળી.

અંગરેજી વાજાં એટલે બ્રાસબેંડવાળી મંડળી.

વાંસળી (હવીસલબેંડવાળી) મંડળી.

શરણાઇ અને ડફવાળી મંડળી.

તાંસાં અને ઢોલવાળી મંડળી.

ઝાંઝરી અને નીશાન સાથે ડફવાળી મંડળી.

કાનસરઠીના ડફ અને ઝાંઝરીવાળી મંડળી.

ભાલા બરદાર નીશાન અને તોપચી મંડળી.

હવાલદાર, ભોઈ, મશાલચી, પાણી પાનાર, ઘોડેસવાર, ચોબદાર, કોચમેન. હાથી સંભાળનાર, ભાલા અને બીજાં હથીઆરવાળા રક્ષકો, વગેરે અનેક શોભા ભરેલી અને જોવાલાયક મંડળીઓ સવારીમાં હમેશ હાજર થાયછે.

પાનપટ્ટી અને સાધારણ ખોરાકીની દુકાનો વાહન ઉપર સવારી સાથે નીકળેછે.

ઘણે ભાગે મંડળીઓની શોભા વરોદરા, નડીઆદ અને અમદાવાદ તથા ઉમરેઠના ભગતોથી વધારવામાં આવેછે.

અનેક ભજન મંડળી પણ સવારીમાં સામેલ થાય છે.

દસ ગાઉ ફરતાના ઘણા લોકો આ સવારી જોવા આવે છે અને સવારીની શોભા તથા મજો રળીઆમણો જોવાલાયક થાયછે. સવારીમાં શ્રીગોપાળલાલજી ગોશાળા, લાલદાસ બાવાની જગા, આરસપહાણના હનમાન, રાધાકુંડ, લાલદાસનો બંગલો ભાખાં, મોતીમહુડો, સમાધી, ચોખરાનો વડ માખણીઓ આરો, લક્ષ્મીજી અને સતભામાને મંદીરે વિશ્રંતી લેઈ ભોગ ધરે છે અને જે કોઇ વૈષ્ણવ ઓછામાં ઓછા પાંચ રૂપીઆ ભેટ ધરે ત્યાં ઉતરી ભોગ ધરે છે.

દસરાની સવારી—પણ એવીજ રીતે ધામધુમથી નીકળે

છે, અને લોકોની ભીડ સારી થાયછે. દસરા ઉપર આવનાર માણેકઠારી પુનમ સુધી રહેછે એટલે અગીઆરશ તથા વચગાળે આવતા શુકરવારના વરઘોડાની શોભા અલોકીય થાયછે તેમ દે શાવરના લોકો એ સવારી જોવા આવેછે.

આમળી અગીઆરશ—એટલે ફાગણ સુદ ૧૧ ને દીવસે રંગની સવારી નીકળેછે. ઠાકોરજીની સવારી સાથે લોકો રંગ ખેલતા અને ધામધુમ કરતા શ્રીઠાકોરજી લાલબાગમાં પધારેછે ત્યાં થોડીવાર બીરાજી શ્રીલક્ષ્મીજીને મંદીર પધારેછે અને પા છા પોતાને મંદીર પધારેછે એ સવારી પણ જોવાલાયક હોયછે. એકાદશીએ આવેલા જાત્રાળુ હોળનો ઓચ્છવ કરી વીદાય થાયછે.

## પુનમના મેળા.

દર પુનમે નીમધારી તથા જાત્રાળુનો મોટો શંઘ ભરાય છે અને વેપારીઓના માલનો ઉઠાવ સારો થાયછે. પણ કાર તકી, ફાગણની, ચૈત્રી અને માણેકઠારી પુનમ ઉપર શંઘ વધારે મોટા ભરાયછે.

## લાલબાગ તથા બેઠક.

શ્રીઠાકોરજીને બીરાજવા માટે ગોશાળામાં એક બેઠક છે તથા ગોશાળાની પાસેજ લાલબાગ છે તેમાં એક બેઠકછે જ્યાં રોજ દરશન થાયછે તથા ડાકોરથી અરધા માઈલના શુમાર ઉ પર એક બેઠક છે જ્યાં ઠાકોરજી દસરાની સ્વારીને દીવશે વીશ્રાં

તી લે છે અને તે જગોએ પુજન કરી રક્ષા છોડેછે પછી સાં
જે ગામ તરફ પધારેછે જે વખતે દરવાજાથી તે શ્રીલક્ષ્મીજી
ના મંદીર સુધી શ્રીમંત ગાયકવાડ સરકારને ખરચે રોશની કર
વામાં આવેછે.

---

## રજાચીઠી અને સામગ્રી.

જે જાત્રાળુઓને દેવના નીજમંદીરમાં જઈ દરશન કરવા
ની કે સેવા કરવાની ઇચ્છા હોય તેમને નીચે પ્રમાણે દર લેઈ
રજા આપવામાં આવેછે.

| | |
|---|---|
| નીજમંદીરમાં જઈ દરશન કરવાં .... | ૦—૧—૩ |
| શ્રીરણછોડરાયના ચરણ સ્પરશ કરવા... | ૦—૪—૦ |
| ગંગાજળ ચડાવવા માટે ......... | ૦—૪—૦ |
| ધોતી ઉપરણાં ચડાવવા માટે ....... | ૦—૪—૦ |
| કેશર સ્નાન કરાવવા માટે ......... | ૦—૮—૦ |
| પાંચે વસ્ત્ર ધરાવવા માટે ......... | ૧—૦—૦ |
| મહાપુજા કરવા માટે ........... | ૧—૮—૦ |

ઉપર પ્રમાણે દર લેઈ તમામ સામન મંદીરમાંથી આપી
પુજા કરવા દેવાનો રીવાજ રાખેલો છે. જે ગ્રહસ્થ પોતાનો
સરંજામ લાવે તેમની ઇચ્છા પ્રમાણે થાયછે. પણ પાસના પઈ
સા આપવા પડેછે.

---

## શ્રીરણછોડરાયને અરપણ.

જે ધાર્મિક અને શ્રદ્ધાવાન ગ્રહસ્થોને રોકડનાણું, વસ્ત્ર અલંકાર અને બીજી જે કાંઇ ભેટ સેવા કરવી હોય તે ભંડાર આગળ ભંડારીબાવા બેસેછે તેમને આપવી. એ ભેટ રીસીવરના ખાતાને સ્વાધીન કરવામાં આવશે અને દરેક બાબત માટે પહોચ આપવાનો રીવાજ છે. પાસ પણ ભંડારીબાવા પાસે રીસીવરના કારકુન બેસેછે તેઓ આપેછે. ભંડારીબાવાની મારફત રીસીવર સાહેબ પાસે જે ભેટ જાયછે તેજ મંદીરના ભંડારમાં પહોચી શ્રીઠાકોરજીના ઉપયોગમાં આવેછે. બીજા બ્રાહ્મણોના હાથમાં જે શ્રીઠાકોરજીને માટે આપશો તે તેઓ બોટીએ ચડાવશે અને શેવામાં પહોચનાર નથી.

### ગાગર ભેટ.

મોટા ઘુંમટમાં જાળીની અંદર કઠેરા આગળ જે ગાગર ભેટ લેવા માણસ લેઇ ઉભો રહેછે તેમાં તથા નીજમંદીરમાં જે ચાંદિની ગાગર રાખવામાં આવેછે તેમાં જે ભેટ નાખવમાં આવેછે તે રીસીવરના ખાતામાં જમાં થઇ શ્રીઠાકોરજીના ઉપયોગમાં આવેછે. કોઇપણ ઠેકાણે બ્રાહ્મણના હાથમાં આપેલું નાણું શ્રીઠાકોરજીને પહોચતું નથી પણ તેઓ ખાઈ જાયછે.

### સખડીભોગ મનોરથ.

જેમને શ્રીરણછોડરાયને અધીક નેક દાખલ સખડીભોગ કરાવવાની ઇચ્છા હોય તેમણે ભંડારીબાવાને મળી આશરે રૂ૨૦) ખરચ થાયછે તે રકમ આપી નોંધ કરાવવી.

## રાજભોગ મનોરથ.

જેમની ઇચ્છા રીતીસર રાજભોગ કરાવી દેવને ધરાવવા ની હોય તેમણે મંદીરની પાસે કોટ એટલે સ્વસ્થાનના વહીવટ દારની કચેરી છે ત્યાં જઇ નોંધ કરાવવી જે માટે આશરે ૩૧૫) ખરચ થાયછે.

---

## તુળાસ્થંભ.

ડંકનાથના આરા ઉપર જ્યાં શ્રીરણછોડરાય તોળાયા હતા ત્યાં એક તુળાસ્થંભ છે જે થોડીક મુદત ઉપર નડિયાદના રાજા શ્રીગંભીરસિંગજીએ ચાંદીથી મઢાવી તે ઉપર લેખ કોતરાવ્યોછે એ તુળારથંભ આગળ જે બાળકોની માનતા હોય તેમની તુલા થાયછે.

---

## ગોમતી ધજા.

ગોમતીમાં જ્યાં શ્રીરણછોડરાયને સંતાડવામાં આવ્યા હતા તે જગોએ દરવરસે ધજા ચડાવવામાં આવેછે. ડંકનાથને આરે રોજ બ્રાહ્મણો ગોમતીપુજન અને વાજતેગાજતે આરતી કરેછે.

---

## તુળસી મહીમા.

શ્રાવણ માસમાં ઘણાક પરગામી બ્રાહ્મણો પોતાના યજમાન તરફથી કે પોતા તરફથી તુળશી ચડાવવા આવેછે. જેમ શ્રાવણમાસમાં લોકો મહાદેવની પુજા કરાવેછે તેમ શ્રી રણછોડરાયને તુળશી ચડાવેછે. તુળશી ચડાવવા આવેલા પરગામી બ્રાહ્મણોને મંદીર તરફથી એક માસ માટે મફત પાસ આપેછે એટલે

તે બ્રાહ્મણો મંગળા પહેલાં મંદીરમાં આવી પાઠ કરેછે અને શ ણગાર વખતે દેવને તુળશી ચડાવે છે. છેલે દીવસે તુળશી ચડા વવા આવેલા બ્રાહ્મણોને મફત ચરણસ્પર્શ કરવા દેવામાં આવેછે. તુળશી ચડાવવા પરગામી આશરે ૬૦૦ બ્રાહ્મણો અને બીજા ગામના સેવકો અને ગોર મળી આશરે ૧૦૦૦ માણસો દેવને રોજ તુળસી ચડાવેછે.

ડભોઇ, પાદરા, બોરસદ, ખંભાત અને બીજા ગામોથી ઘણા બ્રાહ્મણો શ્રાવણ માસમાં તુળસી ચડાવવા આવે છે.

---

## ભંડારા.

શ્રાવણમાસમાં આવેલા પરગામી તુળશી ચડાવનાર બ્રાહ્મ ણોને ધાર્મીક લોકો ભંડારા કરી જમાડેછે.

૧. બોરસદના વીશાલાડ પરીખ ભક્તીદાસ શામદાસ સંવત ૧૮૩૦ ની સાલથી ભંડારો કરેછે.

૨. બોરસદના પોરવાડ શા શામળ નથુભાઈ તથા વીશા લાડ શા કાળીદાસ પીતાંબરદાસ સંવત ૧૯૦૨ની સાલથી ભેગો ભંડારો કરેછે.

૩. ડભોઇના દશાલાડ શા. ગીરધરલાલ નરોતમનો ભં- ડારો તેમના ભાણેજ શા. ત્રિભોવનદાસ કાળીદાસ મારફત સંવ ત ૧૯૧૫ ની સાલથી થાયછે.

૪. ડભોઇના વૈદ્ય તાપીશંકર ગણપતરામ અગીઆરશને દીવસે સંવત ૧૯૩૪ ની સાલથી ફરાળ કરાવેછે.

૫. ભટજી મહારાજની એકકે ભંડારો થાયછે.

---

નાહાના ભંડારા.

૧ ડભોઈના દશાલાડ શા. દલસુખભાઈ બાપુભાઈ સંવત ૧૯૩૪ ની સાલથી.

૨ ડભોઈના દશાલાડ શા. નરોતમ નાથાભાઈ સંવત ૧૯૩૪ ની સાલથી.

૩ ડભોઈના દશાલાડ શા. હરીલાલ નારણદાસ સંવત ૧૯૩૦ ની સાલથી.

૪ ડભોઈના દશાલાડ શા. નરોતમ મોતીભાઇ સંવત ૧૯૩૧.

૫ ડભોઈના દશાલાડ શા હરગોવન મુગજી સંવત ૧૯૪૬.

૬ ડભોઈના ઝારોલા શા. બાપુભાઇ હરીલાલ સંવત ૧૯૪૭.

૭ વીશાલાડ શા. માણેકલાલ બાપુ સંવત ૧૯૪૬.

આ ભંડારા ઉપરાંત શ્રાવણમાસમાં ઘણા લોકો બ્રાહ્મણો જમાડેછે તેથી તુળશી ચડાવવા આવેલા બ્રાહ્મણોને આખો શ્રાવણમાસ જમવાનું મળેછે, અને કવચીતજ ઉતારે રાંધી ખાવાની જરૂર પડતી હશે.

---

જાત્રાળુ.

દરેક જાત્રાળુ જે મુંબાઈ અને અમદાવાદ તરફથી આવતી રેલવેમાં આવેછે તેમને આણંદના સ્ટેશન ઉપર થોડીકવાર ઓભા થવું પડેછે. ગોરમાંથી કેટલાકો રેલવેની ખાસ રાજે છે.

જેઓ ઘણુંકરી અમદાવાદ અને વડોદરા સુધી આવતા યજમા નોની તપાસ કરવા તથા નવા યજમાનો મેળવવા હાજર હોય છે અને જાત્રાળુ માટે ગોર છે કે નહી તેની પુછપરછ કરેછે. કેટલીકવાર નઠારા માણસો જાત્રાળુ જો પોતાના ગોરનું નામ દે છે અને તેને ઘરની ખબર પુછેછે તો તે માટે ખરી માહીતી નહી આપતાં તેમને આડીઅવળી હકીકત કહી ઉડાવેછે. માટે જેમને પોતાના ગોરનું નામ ઠામ ખબર હોય તેમણે અવશ્ય ગામમાં જઇ પોતાના ખરા ગોરની તલાસ કરવી જોઇએ કારણ વડીલોએ જે નામ લખી આપ્યાં હોય તેને માન આપવું એ ધાર્મીક અને નીતીવાનનું અવશ્ય કામ છે.

---

## ગોર.

૧ ખેડાવાળ. ૨ શ્રીગોડ. ૩ તપોધન. ૪ તરવાડી. ૫ મેવાડા. ૬ રાહદેશીમેવાડા. ૭ ભટમેવાડા. ૮ મોઢ. ૯ વડાદરા. ૧૦ વીસનગરા. ૧૧ નાદિરા. ૧૨ દેશાવાળ. ૧૩ ખારોળા. ૧૪ રાયકવાળ. ૧૫ દક્ષણી બ્રાહ્મણો મળી જે ચાલો ડાકોરના અસલી રહીશ અથવા આવી વસેલા છે તે ગોરપદુ કરેછે અને જાત્રાળુને પોતાને ઘેર ઉતારી તેમની બરદાસ્ત કરે છે અને જાત્રાળુ તેમને દાન દક્ષણા આપી સંતુષ્ટ કરેછે.

---

## દરશનવિધી.

[illegible]

પ્રથમ દરશન કરવા જતાં પેહેલાં ગોમતીમાં સ્નાન કરી સુદ્ધ પ
ઇ દરશને જવું. ત્યાર પછી જો પોતાની ઇચ્છા અને નિમ હોય
તે પ્રમાણે ક્રિયા કરવી. ઘણા લોકો નીચે પ્રમાણે પોતાની ઇચ્છા
માફક અને ગોર પોતાની તદબીર પ્રમાણે યજમાનો પાસે ક્રિયા
કરાવે છે.

૧ દેહસુધ્ધિ. ૨ વિધિસ્નાન. ૩ શ્રાધ. ૪ મુંડણ. ૫ ગઉદા
ન. ૬ તોલાભેટ અને ૬ રાધાકુંડ ઉપર સ્નાન વગેરે કરાવી કે
ટલીક ક્રિયા કરાવે છે.

---

## ઘાટ મહીમા.

**ડંકનાથનો આરો**—એ જગાએ ઘણુંકરી બાધાવાળ[1]
બાળકોનું મુંડણ કરાવે છે, જેને તીર્થ શ્રાધ કરવું હોય તે ક્ષૌર
કરાવે છે.

**ઈશ્વરનો આરો**—જેમને એક વસ્ત્રથી નહાવું હોય, ગૌ
પ્રદાન કરવું હોય તે ઘણુંકરી ઉપલા બે આરા ઉપર કરે છે.

ગઉઘાટ—દરવાજા આગળ ખડીયાટના આરાને ગઉઘાટ
કહેછે. ગાયો પાંણી પીતી માટે તે પવીત્ર મનાયો અને ત્યાં પ
ણ લોકો નાહે છે.

---

## બીજાં દેવસ્થાન.

### લક્ષ્મીનારાયણનું મંદીર.

સ્વરગવાસી રા. રા. મનોહર ગણેશ ડાકોર સ્વસ્થાનના

વહીવટદારે પોતાના ખરચે બંધાવેલું રાજસેવા પ્રમાણે ૭ ભોગ
ના દરશન થાય છે.

---

### ડંકનાથ.

આ પ્રખ્યાત મોટું શિવાલય ડંક રૂશીએ માહાદેવને પ્રસન્ન
કરવાથી સ્વેચ્છાએ ત્યાં સ્થાપીત થયા છે. આગલા વખતમાં
એ માહાદેવને નીમીતે દર માસે ડાકોરમાં મોટી જાત્રા ભરાતી
અને હાલ પણ મહીમા સારો ચાલતો દેખાય છે. જાત્રાળુ અ-
વશ્ય એ માહાદેવનાં દરશન કરેછે.

---

### લક્ષ્મીજીનું મંદીર.

અસલ શ્રીરણછોડજી ત્યાં બીરાજતા હતા. હાલ લક્ષ્મી
જી બીરાજે છે.

શુકરવાર, અગીઆરસ અને દરેક સવારીએ શ્રીગોપાળ
લાલજી ત્યાં વરઘોડો કાહાડી પધારે છે.

જેટલા વખત શ્રીરણછોડરાયના દરશન થાય છે તેટલા
વખત લક્ષ્મીજીનાં દરશન થાય છે.

ભોગ સામગ્રી ત્યાં જુદી તૈયાર થાય છે અને સેવા કર-
નારને વરતાવી દેવામાં આવે છે.

તમામ આવક શ્રીરણછોડરાયના ભંડાર ખાતે જમા થાયછે.

---

## દવારકાનાથજીનું મંદીર.

પરવડી પાસે.

અમદાદી અને બીજા વૈષ્ણવે બંધાવેલું પુષ્ટી મારગ પ્રમાણે રાજસેવા થાય છે.

---

## રામજીમંદીર

બજારમાં આવેલું છે;
કોઈ મુંબાઇવાસીએ બંધાવેલું છે.
નીમ પ્રમાણે દરશન થાય છે.

---

## ત્રીકમરાયનું મંદીર.

વેરાગીનું આ મોટું મંદીર છે.
વેરાગી રાજસેવા પ્રમાણે સેવા કરેછે.
મહીમા ઘણો સારો છે.

લોકો દરશને વધારે આવે છે અને ધામધુમ ઘણી શોભાયમાન થાય છે.

---

## બીજાં દેવસ્થાન.

| | | |
|---|---|---|
| ૧ લક્ષ્મીનારાયણ. | ૧૦ રાધકાજી. | ૧૯ શ્રીજી મંદીર. |
| ૨ રાધાકૃષ્ણ. | ૧૧ કોટનું મંદીર. | ૨૦ નીરમાઇવાળુ. |
| ૩ વીશકરમા. | ૧૨ નટવરલાલજી | ૨૧ સમરપણીનું. |
| ૪ રામચંદ્રજી | ૧૩ વીઠલનાથજી. | ૨૨ આચાર્યજી. |

| | | |
|---|---|---|
| ૫ હરમાન. | ૧૪ વેરાંમાતા. | ૨૩ સમાધી. |
| ૬ મરજાદીમંદીર. | ૧૫ ગણપતી. | ૨૪ ખાખીનું મંદીર |
| ૭ ઓડાણાનું. | ૧૬ કલેશરી. | ૨૫ કેવળેશર. |
| ૮ મરજાદી મંદીર. | ૧૭ નવા હરમાન. | ૨૬ પંચમુખી. |
| ૯ સતભામા. | ૧૮ મોટા હરમાન. | ૨૭ એકજંગી. |

---

## મંદીર અને જગા.

| | | |
|---|---|---|
| ૧ સેસાઈ | ૧૦ શીકમદાસ | ૧૯ ગુંદીવાળા |
| ૨ મોતીબાવા | ૧૧ સીઆરામજી | ૨૦ પુજારીબાવા |
| ૩ ધરણીધર | ૧૨ હરીદાસ | ૨૧ મરણદાસ |
| ૪ દામોદર | ૧૩ નીરમાઈ | ૨૨ હરીદાસ |
| ૫ ભીસમદાસ | ૧૪ જાનકીદાસ | ૨૩ કાનજી |
| ૬ સારંગરામ | ૧૫ લંગડાબાવા | ૨૪ ગેનાબાઈવાળી |
| ૭ અમેરામ | ૧૬ કીશોરદાસ | ૨૫ ભજનીવાળા |
| ૮ ભગતરામ | ૧૭ સંધેસરીયા | |
| ૯ રાધકાદાસ | ૧૮ ગોપાળદાસ | |

આ તમામ જગા વેરાગીઓએ પોતાના કબજામાં લઈ ત્યાં મકાન બંધાવી નાહાના મોટા દેવ પધરાવી સેવા કરી જાત્રાળુ પાસે સેવા ઉઘરાવી ખરચ નભાવે છે અને પોતાના પંથના સાધુસંતને આશ્રય આપે છે તથા જાત્રાળુ લોકોને પોતાની જગામાં ઉતારી તેમની પાસે ભેટ કહડાવે છે કે પછી ભાડા દાખલ કાંઈ રકમ લઈ પોતાનો વહીવટ

, ચલાવે છે.

---

## ઉદાર ગ્રહસ્થોની જગા અને ધરમશાળા.

૧ મેવાડા બ્રાહ્મણની અંબાવાડી.
૨ કશ્યાભાઈ રામદાસની હવેલી.
૩ ફતેસીંગ માહારાજની હવેલી.
૪ સન્યાસી માટે ઉતારાનો મઠ.
૫ શંકરશણ આચાર્યની જગા.
૬ તારાચંદ નરભેરામની ધરમશાળા.
૭ દશા ખડાયતાની ધરમશાળા.
૮ દરજી લોકોની ધરમશાળા.
૯ ગોલા લોકોની ધરમશળા.
૧૦ શામળ બેહેચરની જગા.
૧૧ દેવરામ વીઠલજીની ધરમશળા.
૧૨ હરી ભગતીવાળી હવેલી.
૧૩ રતનજી કાહાનદાસવાળી હવેલી.
૧૪ શ્રીજી માહારાજની જગા.

ઉપલી જગા તેમના માલેક તરફથી વહીવટ. કરવા માટે ડાકોરના કેટલાક રહીશોના તાબામાંછે, જે જાત્રાળુને ભાડે લઈ કે શીફારસથી ઉતારો આપે છે. ખાશ નાતની ધરમશળા નાત વાળાનાજ કામમાં આવે છે તેમ બીજાને વાપરવા આપવામ

આવે છે અને કેટલીક જમણની વાડી દાખલ વાપરવામાં આવે છે. ડાકોરમાં ગમે તે ઉંચવરણના હીંદુને ઉતરવા માટે એકે જાહેર ધરમશાળા જોવામાં આવતી નથી અને તેવી ધરમશાળા કોઇ ઉદાર ગ્રહસ્થ તરફથી બંધાવાની ખાશ જરૂર છે.

---

## શ્રી રણછોડરાયજી ગૌશાળા.

ગામના દરવાજા પાસે એક વીશાળ ગૌશાળા છે જેમાં ૪૦૦ થી ૫૦૦ ગાયોની સેવા કરવામા આવે છે જે લોકની તરફથી શ્રી ઠાકોરને ગાય ભેટ કરવાની હોય છે તે સ્વીકારવામાં આવે છે અને ગાય [illegible] દાણા તથા ઘાસ આપવામાં આવે છે તે પણ લેવામાં આવે છે. દુધાળી ગાયોનું દુધ શ્રી ઠાકોરજીને ધરાવવામાં તથા સામગ્રી તૈયાર કરવાના ઉપયોગમાં આવે છે.

---

## વાડો.

વગર દુધાળી, બીમાર અને વધારાની ગાયો અને બીજા ઢોર માટે ગામથી થોડે દુર એક વિશાળ વાડો રાખવામાં આવ્યો છે જ્યાં તેવાં ઢોરની સારી બરદાસ્ત થાય છે અને તેમને વિશ્રાંતી મળે છે.

---

### પાયગા અને હાથીખાનું.

રંગમેહેલ નામની ઠાકોરની જગા જેમાં હાલ પોસ્ટ ઓફી-

સ છે તેની પાસે એક વીશાળ તબેલા જેવી મોટી જગા છે. જેમાં હાથી, ઘોડા, બળદ અને બળદની તથા ઘોડાની ગાડીઓ રાખવામાં આવે છે. એક હાથી, ચઉદ ઘોડા, દશ બળદ અને દશ બળદની તથા ઘોડાની ગાડીઓ છે. તેની સંભાળ માટે મહાવત, ઘોડાવાળા તથા બળદના ચોધરી અને બીજા નોકરોની જોઇતી સંખ્યા કાયમ પગારદાર રાખવામાં આવે છે.

---

## લાલબાગ.

દરવાજા પાસે આવેલી ગોશાળાની પાસેજ એક સુંદર બાગ છે જે લાલબાગ કહેવાય છે. એમાં ફુલ ફળાદી મેવાનાં સારાં ઝાડ અને શાકભાજી વગેરેની વનસ્પતી ઉછેરી રમણીય બનાવવામાં આવ્યાં છે. વળી ઠાકોરજીની ત્યાં બેઠક છે અને વરસમાં કેટલેક પ્રસંગે સારી રચના થાય છે તેથી એ બાગ જોવા અને વિશ્રાંતી લેવા લાયક છે. વળી બીજા બગીચા છે જેનાં ફુલ વગેરે ઠાકોરને ધરાવવા ઉપયોગી થાય છે.

---

## ઉમરેઠનો બાગ.

ઉમરેઠના વૈષ્ણ તરફથી આ વિશાળ બાગ શ્રી રણછોડરાયને અરપણ કરવામાં આવ્યો છે તેમાં નાના પ્રકારના ફળ ફુલ નીપજે છે જે રોજ શ્રી ઠાકોરના ઉપયોગમાં આવેછે. એ બાગમા શ્રી રણછોડરાયની બેઠક છે તથા પાદુકા ( પગલાં )

પધરાવ્યાં છે એનો મહીમા મોટો છે. ગામ લોક રોજ દરશનના નીમધારી હોય છે. અને ત્યાંની શોભાખણ જોવા લાયક છે તથા બાગની વ્યવસ્થા ઘણી સારી છે.

## શ્રીડાકોર દેવસ્થાન.

રા૦ રા૦ ગોપાળ નાયગુંત્રાપેકર, પેશવા સરકારના નાણાવટી અને મંદીર બંધાવનાર. એમણે ડાકોર અને કંઝરી ઈનામમાં મેળવ્યાં.

મજકુર બે ગામની પેદાશમાંથી કેટલીક મંદરનો, ગામનો સાધારણ ખરચ અને વહીવટદાર વંશજોનો ખરચ નીભાવવામાં આવે છે.

## થઈ ગએલા વહીવટદાર.

૧ રા. રા. મનોહર ગોપાળ.

૨ રા. રા. ગણેશ ઉરફે ગણપતરાવ મનોહર.

૩ રા. રા. મનોહર ગણેશ.

## હાલના વહીવટદાર.

રા. રા. ગોપાળરાવ મનોહર.

સ્વરગવાસી રા. રા. મનોહર ગણેશના દત્તક, એમની તરફથી હાલ તેમના જનક પીતા રા. રા. કૃષ્ણરાવ ગોપાળ ઉરફે

બાલા સાહેબ સગીર તરફથી સરત્રે વહીવટ કરે છે.

---

## પોલીસ પટેલ.

પટેલ માધવભાઇ તાપસીભાઈ

---

## પોલીસથાણું.

ડાકોર ગામની સંભાળ માટે ખાશ એક જમાદાર, એક નાયક અને બીજા છ કાન્સ્ટેબલ યાને સીપાઇઓ મળી એકંદર આઠ માણસની પારટીનું થાણું છે. જેમને રહેવા માટે સ્ટેશન ના રસ્તા તરફ એક સરકારી ગેટ યાને મકાન બાંધવામાં આવ્યુંછે.

---

## સ્વરસ્થાનના જાહેર ખાતાં.

અંગ્રેજી તથા ગુજરાતી નિશાળ.

હેડમાસ્તર મહમદભાઇ શંકરભાઈ

આશરે ૩૫ છોકરા અભ્યાસ કરેછે.

### કન્યાશાળા.

શિક્ષક મુળશંકર મંછારામ પાઠક.

આશરે ૬૦ છોકરી અભ્યાસ કરે છે.

### સંસ્કૃત પાઠશાળા.

શિક્ષા ગુરૂ બાપુભાઇ વિદ્યારામ શાસ્ત્રી

આશરે ૨૦ વિદ્યાર્થી અભ્યાસ કરેછે.

---

## સરકારી ગુજરાતી નિશાળ.

મ્યુનિસિપાલીટી અને સરકારને ખરચે નભે છે.
વડા શિક્ષક જેઠાભાઈ આશારામ, આઠ મદદગાર શિક્ષક.
આશરે ૩૬૫ છોકરા અભ્યાસ કરે છે.
દવાખાના સામે ખાસ મકાન બંધાયું છે.
બીજી જગા ભાડે રાખવામાં આવી છે.

---

## ડાકોર ડીસ્પેન્સરી.

મ્યુનિસિપાલીટીની મદદ નીચે છે.

ડાકટર.

આજમ શંકર હરી આરપીટલ આસીસ્ટંટ.

દરદીને રહેવાની અને તેમને પોતાને ખરચે રાંધવા ખાવાની જગા દવાખાનામાં ખાસ બાંધવામાં આવી છે. ડાકોર સીવાય બીજા ગામોના દરદી પણ દવા કરાવવા આવે છે. દરદી માટે ખાટલા અને બીછાના દવાખાના તરફથી પુરા પાડવામાં આવેછે.

---

## ડાકોર લાયબ્રેરી.

૧૮૭૨ થયલી છે.

મ્યુનિસિપાલીટીની હારીસમાં રાખવામાં આવી છે.
મ્યુનિસિપાલીટીને ખરચે નભે છે.

એ લાયબ્રરીમાં સારો સુધારો કરી જાહેર જગા ઉપર રાખવાની પણ સારી વ્યવસ્થા થવાની ખાસ જરૂર દેખાય છે.

આગળ એ લાયબ્રરીને સ્વસ્થાન તરફની પણ મદદ મળતી હતી પણ હાલ મળતી હોય તેમ જણાતું નથી.

---

## સ્વસ્થાનનાં અન્નછત્ર.

### ડાકોર દુઃખી અન્નછત્ર.

એ અન્નછત્રને મદદ દાખલ ડાકોર સ્વસ્થાનને હીસાબે વહીવટદાર તરફથી દર વરશે રૂ૮૩૮ ભોજન ખરચમાં સદાવ્રત ખાતાના હીસાબમાંથી આપવામાં આવે છે

---

### ઉભુ કરવા પ્રયત્ન કરનાર.

રા. રા. દેશાઇભાઇ કાળીદાસ દેશાઇ, ખેડા જીલ્લાના સરકારી વકીલ.

---

### દુખી અન્નછત્રની ગોઠવણ.

નાવારસ બાળકો પાળવામાં આવે છે.

રોગી અને અશક્ત અનાથોને આરામ થતાં સુધી ઓસડ, લુગડાં, ખોછાનાં અને ખોરાક પુરો પાડવામાં આવે છે તથા તેમની બરદાસ્ત કરવામાં આવે છે.

સને ૧૮૯૧ સુધી.

રૂ૧૮૯૮૧ સુધીની રકમ ભેગી થઇ છે.

---

## વહીવટ કરનાર.

રા.રા. દેશાઇભાઇ કાળીદાસ દેશાઇ, ખેડાજીલ્લાના સરકારી વકીલ.
રા. ર. ભગુભાઇ નંદલાલ કયારીઞ્મેજ એક્ઝામીનર રેલવે ડીપારટમેંટ.

## ડાકોરમાં સંભાળ રાખનાર.

ડાકોર ડીસ્પેનસરીના આસ્પીટલ આસીસ્ટંટ આજમ શંકરરાવ હરી.

રાવસાહેબ હરદેરામ અનુપરામ મુનશી, પેનશનડ સબજજ અને હાલના રીસીવર.

રા. રા. નરોતમ મયારામ ભટ.

રા. રા. રણછોડદાસ નાગરદાસ વકીલ.

---

## કારભારી મંડળ.

રાવસાહેબ હરીલાલ અંબાશંકર.

શેઠ. શંભુપ્રસાદ બેહેચરદાસ.

ડાકોર સ્વસ્થાનના વહીવટદાર.

ઉમરેઠના રાવસાહેબ સે. ક. સબજજ.

ઠાસરાના રાવસાહેબ મામલતદાર.

રાવબહાદુર નરસીલાલ રેવાદાસ.

આનરેબલ રાવબહાદુર રણછોડલાલ છોટાલાલ સી. આઇ. ઇ.

રાવસાહેબ લલ્લુભાઇ કશનદાસ.

રા૦ રા૦ વરજરાય સાકરલાલ વકીલ.

ભંડારીબાવા સુખદેવદાસજી શ્યામદાસજી.

રા૦ રા૦ લલ્લુભાઈ જસુભાઈ વકીલ.

રા૦ રા૦ દલસુખરામ હરગોવનદાસ કોર્ટ દરબારના કારભારી.

ડાકોર મ્યુનીસીપાલીટીના સેક્રેટરી.

ફંડના વહીવટ કરનાર ઘણા ડાકોરમાં સંભાળ રાખનાર ગ્રહસ્થો મળી એકંદર ૨૧ ગ્રહસ્થોની કારભારી મંડળી થઈ કારભાર સારી રીતે ચલાવવામાં આવે છે.

## દરદી માટે ડાકટર.

આજમ શંકરરાવ હરી આસ્પીટલ આસીસ્ટંટ. દુઃખી અન્નછત્રના દરદીઓને દવા કરે છે. મજકુર અન્નછત્રમાં સને ૧૮૮૫થી સને ૧૮૯૧ સુધી સાત વરસમાં ૩૨૧૯ અનાથ દરદીઓએ આશ્રય લીધો હતો એટલે દર વરસે સરાસરી ૪૫૯થી વધારે અને દર માસે સરાસરી ૩૮થી વધારે અનાથ દરદીઓને ઓસડ, લુગડાં, બિછાનાં અને ખોરાકી તથા રહેવાનો આશ્રય મળ્યો હતો.

## ભટજીનું અન્નછત્ર.

ગોમતીને કીનારે બેઠકવાળી જગામાં શ્રી રણછોડરાયને દરરોજ પકવાન વગેરે અનશખડીનો પ્રસાદ ધરાવીને પ્રસાદ અભ્યાગત સાધુઓને વરતાવી દેવામાં આવે છે.

રોજ પચાસ સુધી સાધુ જમે છે.

પુનમ ઉપર હાજર થએલા તમામ સાધુને પ્રસાદ લેવરાવેછે.

આ ભટજી મહારાજના અન્નછત્ર ખાતે ઘણા જાત્રાળુ અને દયાળુ લોકો તથા વૈશ્નવો પોતાની ઇચ્છા પ્રમાણે નાણાની તથા ઘી-ખાંડ વગેરે બીજી સામગ્રીની મદદ કરેછે તે સ્વીકારવામાં આવે છે.

---

## પાટડીવાળાનું અન્નછત્ર.

એ અન્નછત્ર ગોમતી કીનારે સન્યાસીના મઢવાળી જગામાં કહાડવામાં આવ્યું છે. રોજ અનસખડીનો પ્રસાદ તૈયાર કરી શ્રી રણછોડરાયને ધરાવવામાં આવે છે અને આશરે ૩૫ સાધુઓને તે પ્રસાદ વરતાવી દેવામાં આવે છે.

---

## સન્યાસીનું અન્નછત્ર.

ગોમતી કીનારે સન્યાસીના મઠમાં જેટલા સન્યાસી આવે તેટલાને ભીક્ષા કરાવવામાં આવે છે. પણ ડાકોરમાં ઝાઝા સન્યાસીની વસ્તી જણાતી નથી.

---

## લાલદાસ બાવાનું અન્નછત્ર.

એ અન્નછત્રમાં તૈયાર થએલો પ્રસાદ ધરાવી રોજ આશરે ૨૪ સાધુસંતને વરતાવી દેવામાં આવે છે.

---

## ઉમરેઠ ભાગોળ તરફ ગાયકવાડ સરકારનું અન્નછત્ર.

દેખરેખ રાખનાર કમીટી.

સરકારી નિશાળના વડા શિક્ષક મી. જેઠાલાલ આશારામ.
આસ્પીટલ આસીસ્ટંટ આજમ. શંકરરાવ હરી ડાકટર.
શા. મોહનલાલ રણછોડદાસ.

એ અન્નછત્રમાં હરેક માણસને ત્રણથી વધારે દીવસ રાખવામાં આવતો નથી.

દુઃખી દરદીને કમીટીની મંજુરીથી લાંબી મુદત આશ્રમ આપવામાં આવે છે.

કામ કરવા સાત નોકરો રાખવામાં આવ્યા છે.

બે માણસને સીધાં મળે છે.

ગાયકવાડ સરકારની ત્રીજોરીમાંથી દર માસે રૂ. ૨૫૦ એ અન્નછત્ર ખાતે ખરચ માટે આવે છે.

---

### સદાવ્રત.

ચણાનું સદાવ્રત.

માજી રીસીવર રાવ સાહેબ લલ્લુભાઈ કશનદાસ તરફથી શેકેલા ચણા દેવને ધરાવી સાધુસંતને વહેંચી આપવામાં આવેછે

શ્રી ડાકોર સ્વસ્થાનનું સદાવ્રત.

ચલાવનાર રા० રા० ગોપાળ મનોહરના વાલી.

અતીત અભ્યાગતને રોજ ચોખા, દાળ, લોટ અને લાકડાં સુધી આપવામાં આવે છે.

સ્વરગવાસી. શેઠ. મોરારભાઈ વીખજીભુણદાસનું સદાવ્રત.

ચલાવનાર ગુમાસ્તા શા. માણેકલાલ ભગવાનદાસ. ૬-રરોજ સાંજના અતીત અભ્યાગત સાધુસંત વગેરે જેટલા માણસ આવે તેમની ભરતી કરી બીજે દીવસે સવારે દાળ, ચોખા, લોટ. ઘી, મશાલા અને કાઠી વગેરે આપી ધરમશાળાવાળી જગામાં રંધાવી જમાડી વિદાય કરે છે.

પરગામી બ્રાહ્મણોને દીવસે બપોર સુધી આવી પહોંચે તેમને સીધુ આપી ધરમશાળામાં રંધાવી જમાડી વિદાય કરેછે.

---

## ધરમશાળા.

સ્વરગવાશી શેઠ મોરારભાઈ વીજભુખણદાસનું જ્યાં સદાવ્રત અપાય છે ત્યાંની ધરમશાળામાં જાત્રાળુને ઉતરવા માટે અલાયદી જગા રાખવામાં આવી છે. પણ માલેકની પરવાનગી એટલે કાગળ લઈ આવનારને ઉતરવા દેવામાં આવે છે.

### માહારાજો માટે સવડ.

કોઈ ગુસાઇના બાળક ડાકોર પધારે તેમને ઉતરવા લાયક સારી સવડ કરી રાખવામાં આવી છે.

---

## સાધુના અખાડા.

### દસનામીનો અખાડો.

મહંત પરસોતમપુરી ભવાનીપુરી

એ અખાડામાં દત્તાત્રયનું મંદીર છે. કુવાનું પાણી સારૂં અને લોક વાપરે છે.

અખાડાની જગા રમણીય છે.

દશનામી સાધુ આવી ઉતરે છે અને જેમની ગામમાં આવાની સોઇ થતી નથી તેમને પંગત ભોજન મળે છે.

ત્રીકમજીનો અખાડો.

મહંત કોશલ્યાદાસજી સીયારામદાસજી.

ત્રીકમરાયનું મંદીર અને રાજ સેવા.

ચાર સંપ્રદાયના સાધુને ઉતરવા દે છે અને ભોજન આપવામાં આવે છે.

ઘણા લોકો એ અખાડાને જમાડે છે.

અખાડાનું રસોડું ખાસ જોવા લાયક છે.

મંગળદાસ બાવાનો અખાડો.

મુજીઆ બાવાનો સાધારણ ઉતારો.

મોહનત સરજુદાસજી દામોદરદાસજી.

દેવમંદીર.

ઠાકોર માટે વખાણવાલાયક હીંડોળો.

સંપના અભ્યાગતને ભોજન મળે છે.

---

ખાખ ચોક.

કાઠીઆબાવાનો અખાડો.

ઠાકોર મંદીર.

અભ્યાગત સાધુને પંગત ભોજન.

---

### કલ્યાણદાસબાવાની જગા.

આશરે ત્રીશ વરસ ઉપર બાવા હયાત હતા. શ્રીરણછોડ રાયનાં રોજ દરશન કરવા જતી વખતે ગરીબો માટે પઇસા, બે આની, પાવલી, અરધા રૂપીઆ અને મહોર ઉછાળતા હતા.

સારો કવિ હતો.

ઘણાં પદો અને કવિતા પ્રખ્યાત છે.

હાલ એ જગા બીસમાર છે. લોકોને થોડા આશ્રય જેવી જગા છે.

---

## ડાકોરની સાંઢીઆ પોળ.

સારવજનીક સાંઢા રાખવા તથા ખરદારત કરવા માટે એક નહાનું સરખું ખાનું પાંજરાપોળના નિયમ પ્રમાણે ચાલેછે. અમદાવાદનું મહાજન તેની વ્યવસ્થા કરતું હતું અને હાલ પણ કેટલેક દરજ્જે તેનું કામ ચાલેછે.

---

### ડાકોરની મ્યુનીસીપાલીટી.

પ્રેસીડેન્ટ

ખેડા જીલ્લાના કલેકટર સાહેબ.

વાઇસ પ્રેસીડેન્ટ.

ખેડા જીલ્લાના આસીસ્ટંટ કલેકટર સાહેબ.

ચેરમેન.

ઠાસરા તાલુકાના મામલતદાર સાહેબ.

એમના સીવાય બીજા ૭ ગ્રહસ્થો કમીશનર છે, જેમાં ૩ સરકારી નોકર અને ૪ ગામના ગ્રહસ્થો છે.

સેક્રેટરી—મી૦ જેશંકર હાજીભાઈ.

## કચેરી મંડળ.

મોટી પુનમો ઉપર ઘણુંકરી મામલતદાર, આશીસ્ટંટ કલેકટર, પોલીસ ઇનસ્પેકટર અથવા સુપ્રિન્ટેન્ડેન્ટ અને પોલીસની મોટી પારટી ખાસ હાજર રહેછે.

## પોસ્ટ આફીસ.

ડુંગરા તરફ રંગમહેલવાળા મકાનમાં.

સબ પોષ્ટ માસ્તર—મી૦ સોમાભાઈ રણછોડ.

## જાત્રાળુ માટે જોવાલાયક.

ડાકોરથી સાત આઠ ગાઉ ફરતી રમણીય જગા.

૧ લસુંદરાના ઉના ટાઢા પાણીના કુંડ.

૨ ટુવા કાંકણપુરના ઉના ટાઢા પાણીના કુંડ.

૩ મહીગળતેશ્વર મહાદેવ.

૪ નેસના હરમાન.

૫ રણમુકતેશ્વર મહાદેવ.

૬ સુરેશ્વર મહાદેવ.

૭ ચતુર્ભુજ.

૯ નીલકંઠ મહાદેવ.

૯ સીદ્ધનાથ મહાદેવ.
૧૦ હીરાતલાવડી.
૧૧ માણેકનાથ મહાદેવ ભરથરીવાળા.
૧૨ શ્રીરણછોડરાયનાં પગલાં શ્રીમળોજ.
૧૩ પગલાં પાસે ભેલેશ્વર મહાદેવ.
૧૪ શેઢીનો પુલ અને ન્હાવાની જગા તથા બાગ.
૧૫ ઉમરેઠનાં પગલાં અને બેઠક તથા બાગ.

આટલી જગા ખાસ જાત્રાળુને ફરવા અને જોવાલાયક છે અને ઉમરેઠ તો ખાસ જાત્રાળુને ફરીને જોવાલાયક છે.

---

## ઉમરેઠની હકીકત.

ડાકોરથી ત્રણ ગાઊને શુમારે ઉમરેઠ આવ્યું છે. એ સારૂં વેપારીનું ગામ છે. ડાકોરના ઘણાખરા દુકાનદારો પોતાને જોઇતો ખેરાકીનો માલ ઉમરેઠથી મંગાવે છે. એ ગામ પાતરે વસાવેલું કહેવાય છે. ત્રીશ ચાળીશ વરસ ઉપર ગંધ્રપણ એટલે પાતરની સારી વસ્તી હતી તે હાલ નહીસર બી છે. જ્યાં પાતરોની વસ્તી હતી તે જગા આજે પણ ગંધ્રપવાડાના ટેકરાના નામથી મશહુર છે.

ઉમરેઠમાં મોટી વસ્તી ખેડાવાળ બ્રાહ્મણની છે. ખડાયતા વાણીઆની વસ્તી પણ તેટલાંજ પ્રમાણમાં છે. બીજા વાણીઆની વસ્તી છે તેમ બીજી નાતના બ્રાહ્મણોની વસ્તી ઉપરાંત પાટીદાર, ગરાશીઆ, ધારાળા, ભોઇ, પગી, સુતાર, દરજી,

કુંભાર, લવાર સોની, ગોલા, કંદોઈ, કાછીઆ, ભાવસાર, હોરાં, ઘાંચી હોરા, તંબોળી, ખરાદી અને બીજા મુસલમાન વગેરે મળી ઘણી જાતની વસ્તી છે. છેલી ગણતરી પ્રમાણે એ ગામની વસ્તી પંદર હજારથી વધારે માણસની ગણવામાં આવીછે.

ગામના સઘીઆમ રસ્તા જો કે પથરની સડકવાળા નથી તોપણ સારા, ઘર શોભાયમાન અને પુરાતન હવેલીઓ વખાણવાલાયક તથા મજબુત છે અને એ ગામમાં સાધારણ રીતે વેપાર રોજગાર સારો નજર આવેછે અને ગામ નાહાના શહેર જેવું દેખાયછે. લોકોની રીતભાત અને લેણદેણનો વહેવાર સારો તથા લોકોની ધરમ ઉપર આસ્તા સારી છે.

વૈષ્ણવ ધર્મ ઘણે ભાગે સઘળા વાણીયા અને શીવ ધર્મ ઘણે ભાગે સઘળા બ્રાહ્મણ પાળેછે અને બીજા ધર્મ પાળનારા સાધારણ રીતે ઘણા થોડા નજર આવેછે, કેટલાક વાણીઆ, બ્રાહ્મણ અને બીજા લોક કાંતો સ્વાર્થને લીધે કે કાંતો પોતાની અજ્ઞાનતાથી બીજા નુતન ધર્મના અંગીકારી અને આગ્રહી પણ જોવામાં આવેછે.

વૈષ્ણવી અને શૈવી ધર્મના લોકો ઘણા હોવાથી તેમના તહેવારો ઉપર ગામમાં રચના સારી થાયછે. ઉમરેઠ એ જાણે વંદ્રાવન અથવા મથુરાં અને ડાકોર એ જાણે ગોકુળ થઈ પડ્યું હોય તેમ ઉમરેઠના કેટલાક લોક દરરોજ, દર અગીઆરશે, દર શુકરવારે અને પુનમ નીમધારી પ્રમાણે શ્રીરણછોડરાયના દારશને જાયછે. કોઈ ચાતુર માસ કરનાર, કોઈ શ્રાવણ માસમાં

શ્રીરણછોડરાયને તુળશી ચડાવનાર ને દરશનના નીમધારી, કો ઇ કારતકી સ્નાન કરનાર, કોઇ માઘસ્નાન કરનાર એવા ઘણા ઉ મરેઠના લોકો શ્રીરણછોડરાયના ભાવીક જોવામાં આવેછે. સા ધારણ પ્રકારે ઉમરેઠના લોક શ્રી રણછોડરાયની બાધા ઉતાવળી માનેછે અને દરેક તહેવારે એટલા બધા લોક ઉમરેઠથી ડા કોરે દરશને આવેછે કે તેવે સમે ડાકોરની મોટી વસ્તી થઇ પડેછે, ઉમરેઠ એજ જાણે તહેવાર દીપાવનાર શ્રી રણછોડરાયનું લાડીલું ગામછે. એકંદર એવું અનુમાન થાયછે કે એકલું ઉમરેઠ ડાકોર ખાતે શ્રીરણછોડરાય નીમતે બાધા, માનતા અને બ્રહ્મ ભોજનમા મળી દર વરસે આશરે ત્રીસથી ચાળીસ હજાર રૂ પીયા સુધી ખરચેછે. આવા ધાર્મીક અને પરમભક્તોએ એક વખત દસરાને દીવશે અમારી સાથે શ્રી ગોપાળલાલજીને ઉમરે ઠ પધરાવી એક વીશાળ બાગ જે બનાવતાં આશરે દશ પંદર હજાર રૂપીયા ખરચ થાય એવો રમણીય બાગ મોટા ઉછેલા સાથે શ્રીરણછોડરાયને અરપણ કરી શ્રીરણછોડરાયની બેઠક અ ને પાદુકા કરાવીછે જ્યાં નીત્ય નીયમ પ્રમાણે દરશન થાયછે અને હજારો લોક રોજના દરશનના નીયમધારી છે અને જા ણીતા જાત્રાળુઓ પણ દરશન કરવા જાયછે. દરેક જાત્રાળુને ઘ ટારત છે કે જેઓ શ્રીરણછોડરાયની જાત્રા કરવા આવેછે તેમ ણે અવશ્ય દોઢ ગાઉ ઉપર સીમલોજની ભાગોળે શ્રીરણછોડરાય નાં પગલાં અને ઉમરેઠ ખાતે શ્રીરણછોડરાયની બેઠકનાં અને ગુ સાંઇજી મહારાજના મંદીરનાં દરશન કરવાં જોઇએ.

## ઉમરેઠમાં જોવાવાયક જગા.

શ્રીરણછોડરાયનો બાગ અને બેઠક, ભદ્રકાળીમાતા અને વ ણજારાની વાવ, મહારાજનાં મંદીર સંતરામ મહારાજનું મંદીર' ગામનાં તળાવો અને બીજાં દેવસ્થાનો અને તેમની આશપાસ ની જગા ડાકોરના જાત્રાળુઓને અવશ્ય જોવાલાયક છે. મહા રાજના મંદીરમાં થતા હીંદોળા તો અવશ્ય દરેક જાત્રાળુ વૈ ષ્ણવને દરશન કરવા લાયક થાયછે.

### જાણીતાં શીવાલય.

| | | |
|---|---|---|
| ૧ જાગનાથ. | ૨ ભૈરવનાથ. | ૩ મુળેશ્વર. |
| ૪ બદ્રીનાથ. | ૫ અમરેશ્વર. | ૬ મંગળેશ્વર. |
| ૭ વાઘનાથ. | ૮ પંચમુખી. | ૯ કામનાથ. |
| ૧૦ પુરણાનંદ. | ૧૧ દત્તાત્રય. | ૧૨ વેરપંના મહાદેવ. |

એ શીવાલયોમાં જાગનાથ અને પંચમુખી મહાદેવ શીવા યનાં તમામ શીવાલયો ખેડાવાળ બ્રાહ્મણોએ બંધાવ્યાં છે અને શીવ સ્થાપન કરયાંછે. ઉપર જણાવેલાં શીવાય બીજાં ઘણાંક નાનાં સ્થાનો છે પણ ઉપલાં શીવાલય અને તેના અંકની જગા અવ શ્ય જોવાલાયક છે.

---

### બાલાજીનું મંદીર.

ઔંડ ભાગોળે આવેલા મલાવ નામના તળાવ ઉપર એ ક શીખરબંધી બાલાજીનું મંદીર છે તે ખેડાવાળ બ્રાહ્મણનું બં ધાવેલું છે. એના અંગમાં પુજારીના પોષણ માટે ચોકસ જગા

છે તથા નાતે લાણું અને સીધાં બાંધી આપેલાં છે. થોડીક મુદત ઉપર દર શુકરવારે ઘણાં છોકરાં પણ બાલાજીનાં દરશન કરવા જતાં અને ચાર પાંચથી વધારે ગ્રાસ ચણાનો પ્રસાદ વહેંચતા હતા. હાલ તે બંધ પડેલું જણાય છે એડાવાળના ઇષ્ટ બાલાજી હોવા જોઈએ. તે વગર આવું મોટું મંદીર ગુજરાતમાં આવી વસેલા એડાવાળ બંધાવે નહી. મદ્રાસમાં એડાવાળના ઉતારામાં બાલાજીનું મંદીર છે અને ત્યાં રોજ નૈવેદ કરયા પછી ઉતારામાં રહેનાર તમામ માણસો ભોજન લે છે. નાતમાં કાંઈ વાંધો પડયો હોય અને તે ભાગતાં બાલાજીના નામનાં નોતરાં ફરે છે. આ ઉપરથી સાફ થાય છે કે ઇષ્ટ બાલાજી હોવા જોઇએ.

---

## બીજાં દેવસ્થાન.

**માતા**—ભદ્રકાળી, ચ રણી (તારૂણી) બેચરા, વેરાઇ અને અંબા તથા સતીની ડેરીઓ જરૂર જોવાલાયક અને દરશન યોગ્ય છે.

**હુરમાન**—મોડ અને ડાકોર ભાગોળે મળી બે રોકડી આ હરમાન તથા જાગનાથ ભાગોળે ભેરવનાથની મુરતી પણ જોવાલાયક અને જગ્યા રમણીય છે.

### વૈષ્ણવી મંદીર.

| | | |
|---|---|---|
| ૧ જુનું મંદીર. | ૨ નવું મંદીર. | ૩ મરજાદીમંદીર. |
| ૪ રૂઘનાથજી. | ૫ શ્યામસુંદરજી. | ૬ કેશવરાયજી. |
| ૭ ગોપાળજી. | ૮ બીજા ગોપાળજી. | ૯ રૂઘનાથજી. |

૧૦ લાલદરવાજે ગોપાળજી.

એ મંદીરોમાં સમા સમાનાં દરશન થાયછે અને વૈશ્ણવી સંપ્રદાય પ્રમાણે સેવા થાયછે. તેમાં મહારાજના મંદીરના ઓછવો અને હીંદોળાનાં દરશન અવશ્ય ડાકોરના જત્રાળુઓને કરવા લાયક છે, ઉમરેઠમાં ગુંસાઇજીના મંદીરનો કારભાર મરજાદ શાસ્ત્રીબાવા કરેછે જે હાજરને અનેક પ્રકારે રૂડાં લાડ લડાવે છે.

---

## ધરમશાળા.

### બ્રાહ્મણની માલકીની.

૧ ભટવાડા પોળ સામે.
૨ સરાફ પોળવાળી.
૩ રામકૃશ્ણ કાશીદાસવાળી.
૪ માણેકજી શુભરાય.
૫ હરીભટવાળી.
૬ હરમાનવાળી.
૭ પરસોતમ ગોવીંદરામ.
૮ લીલાધર કાશીરામ.
૯ પરસોતમ જગનેશ્વર
૧૦ રામચંદ્ર વંકેશ.
૧૧ સન્યાસીનો મઠ.
૧૨ પુરણાનંદવાળી.
૧૩. વિદ્યાપુરીવાળી જગા અને ઓસારો.

### બીજા લોકની.

૧૪ ગણપતીવાળી.
૧૫ ગોલાના પંચની.
૧૬ પોરવાડ વાણીઆની.
૧૭ પ્રેમાનંદ નરસીદાસ.
૧૮ પોરવાડની બીજી.
૧૯ દેવજી કેવળ.
૨૦ ગુમાઇમાતા.
૨૧ કાછીયાવાળી.
૨૨ પારેખની ધરમશાળા તેમાં એક ઓસારો શેઠ ગોકળ-

દાસ પારેખ એલ. એલ. બી. હાઇ કોરટના વકીલ પોતાના પીતા સ્વર્ગવાસી થયા તેમની પાછળ પુન્ય માટે બંધાવ્યો છે.

૨૩ વડા તળાવ ઉપર વિશ્રામઘાટવાળી જગાએ વાણીયા મહાજને પરવાનગી મળવી એક ઓસારો બંધાવ્યોછે.

---

## સ્મશાન ભુમી.

૧ બોરઇચું. ૨ કમ્યણુ. ૩ ભટનું મશાણ. ૪ ચટી. ૫ તેતરીયું. ૬ આઇકાળી. ૭ વડી ભાગોળ. ૮ શીતલાનું. એ વગેરે કેટલીક ખાસ સ્મશાન ભુમી છે. જેની મહાજન તરફથી કાંઇપણ સારી વ્યવસ્થા રહેતી નથી. પણ મહાજનની ફરજ છે કે સારી વ્યવસ્થા કરવી.

---

## અન્નછત્ર.

૧ જોશી રામચંદ્ર વંકટેશનું રોજ પાંચ માણસ માટે.

૨ પંડ્યા. પરસોતમ ગોવીંદરામ એકને ખીચડી.

૩ સન્યાસીનું અન્નછત્ર તમામ સન્યાસી માટે.

૪ તરવાડીવાળુ પીંપળી માતા આગળ.

## સદાવ્રત.

શેઠ. રણછોડ જેઠાએ સ્થાપેલું.

એમાં બીજા ઉદાર ગ્રહસ્થો પોતાની ઇચ્છા પ્રમાણે રકમ ભરે છે તથા અન્ન વગેરે આપેછે.

રોજ સાધુને સીધા અપાય છે.

પ્રેમાનંદ નરસીદાસનું ચણાનું સદાવ્રત.

સાધુઓને શેકેલા ચણા આપવામાં આવે છે.

ધરમનાં નાણાં (ફંડ.)

૧ પરબડી. ૨. હવાડો. ૩. મલાવ. ૪ વડુ તળાવ. એ ધરમાદા ફંડ પંખીને દાણા નંખાવવા. ઢોરને પીવા માટે હવાડામાં ઉનાળામાં પાણી ભરાવવું અને એ તળાવમાં જરૂર જોગ કામ કરાવવું પડે તે માટે એ ફંડો લાંબી મુદતથી ચાલતો આવ્યું છે. પણ તેનો હિસાબ-ખિતાબ જે ધણીઓ રાખતા હોય તેમના ચોપડામાં જે રીતે લખાયો હોય તે ખરો તે શીવાય પ્રજા તે હીસાબથી અજાણી છે માટે સમજુ લોકોએ જરૂર પોતા પાસેના હિસાબથી તેમાં રકમ ભરનાર તથા પ્રજાને વાકેફ કરવાની ખાસ જરૂર છે.

મીઠા પાણીના કુવા.

| | | |
|---|---|---|
| ૧ હોરા કુઈ. | ૨ અંબાધર્યો. | ૩ વાલગો. |
| ૪ મીઠો. | ૫ ભાલગો. | ૬ વ્યાસનો. |
| ૭ વાલજી. | ૮ જોશી કુવો. | ૯ કવાતીનો. |

ઉપલા આઠ કુવાનું પાણી ગામ લોકો પીવા માટે વાપરે છે અને નવમા કવાતીનો કુવો જેના સંબંધે દવે વીઠલજી ભુદરજીએ કુવાનો જીરણોધાર કરાવી વિશાળ હવાડો બંધાવેલો તે હવાડામાં આજે ઉનાળાના દીવસોમાં જ્યારે તળાવમાં ઢોર માટે પાણી હોતું નથી ત્યારે મહાજનવાળા હવાડાફંડને નામે

જે એક ઉઘરાણું છે તેમ થી ખરચ કરી કવાતીના કુવામાંથી કોસ જોડાવી હવાડો ભરાવી તેનો ખરચ નભાવે છે. સઉથી વખાણવા લાયક પાણી હોરાકુઇનું ગણાય છે તે આજારી ગણ સે.ને ઘણું ગુણકારી છે. ગામની ભાગોળે અને ગામમાં બીજા કુવા અને કુઆયો છે. તે પાણી નહાવા ધોવા માટે વપરાય છે અને ખેતર નજીકના કુવા ખેતરો પાવાને કામ આવે છે.

### તળાવ અને તળાવડી.

૧. મલાવ. ૨ રામ તળાવ. ૩ ભટનું તળાવ.
૪ વકુ તળાવ. ૫ પાળીખંડુ. ૬ બદ્રીનાથનું.
૭ ચારણીમાતાનું. ૮ પાળીખંડુ. ૯ લવારીયું.
૧૦ ચટીનું. ૧૧ કુવાતીનું. ૧૨ સનાં.

આ તળાવોમાં ઉપલાં ચાર ગામની આસપાસનાં મોટાં તળાવો છે અને બાકીની બાગોળ પાસેની નહાની તળાવડીઓ છે. એ તળાવડીમાં પાળીખંડુ અને બદ્રીનાથની તળાવડીનું પાણી ઉનાળાના છેવટના ભાગ સુધી કામ આવેછે.

---

## જાહેરખાતાં.

### જુબીલી હાલ.

નામદાર મહારાણી વીકટોરિયાની જુબીલીની યાદગીરી કાયમ રાખવા સારૂં ગામના લોકના ઉઘરાણાથી એક વિશાળ મેદાન રોકી તેમાં એક સુંદર મકાન નિશાળ માટે બનાવ્યું

છે અને તે સારવજનીક સભા ભરવાને ઉપયોગી છે તથા
તમાં ગામ લોકને ખરચે અંગ્રેજી નિશાળ ચલાવવામાં આવેછે.

ઉમરેઠ એંગ્લો વરનાક્યુલર સ્કુલ.

જુખીની હાલમાં.

હેડમાસ્તર મી૦ મહમદ ઇબ્રાહીમ.

બે આસીસ્ટંટ.

આશરે ૬૩ છોકરા અભ્યાસ કરે છે.

સરકારી ગુજરાતી નિશાળ.

સરકાર અને મ્યુનિશિપાલીટીને ખરચે નભે છે.

વડા શિક્ષક મી૦ છગનલાલ માણેકજી.

આઠ મદદગાર શિક્ષકો.

આશરે ત્રણસેં છોકરા અભ્યાસ કરે છે.

છઠા ધોરણ સુધી અભ્યાસ થાય છે.

શાખા (બ્રાંચ) નંબર ૧.

વડા શિક્ષક મી૦ દ્વારકાદાસ તારાચંદ.

પાંચ મદદગાર શિક્ષકો.

આશરે બસો છોકરા અભ્યાસ કરે છે.

શાખા (બ્રાંચ) નંબર ૨.

વડા શિક્ષક ભાવીરાંમ વેણીરાંમ.

બે મદદગાર શિક્ષકો.

આશરે સો છોકરા અભ્યાસ કરે છે.

હિંદુસ્તાની મકતબ.

વડા મુનશી સૈયદમીયાં બાવામીયાં.

મદદનીશ બીજા ત્રણ.

આશરે સો છોકરા અભ્યાસ કરે છે.

ગુજરાતી કન્યાશાળા.

વડા શિક્ષક બાઈ ગૌતમ રાજારામ.

બે મદદગાર શિક્ષકો.

શીવણ અને ભરતકામ શિખવનાર દરજી.

આશરે બાણું છોકરી અભ્યાસ કરેછે.

ઉપલી તમામ સરકારી ગુજરાતી અને ઉરદુ નિશાળોના વરિષ્ટ મોટી નિશાળના માસ્તર ગણાય છે.

તમામ નિશાળોની દેખરેખ મ્યુનિશિપાલ કમિટી રાખે છે.

ફેરબદલી કેળવણી ખાતાના અધીકારીને હુકમે થાય છે.

મોટી નિશાળનું મકાન સરકારી અને ગામને ખરચે બંધાએલું છે. અને બીજી નિશાળો ભાડાના મકાનમાં છે.

ઉમરેઠ લાઈબ્રેરી

જુબીલી હાલવાળા મકાનમાં.

સેક્રેટરી મી૦ મહમદભાઈ ઈબ્રાહીમ માસ્તર.

આશરે પંદર મેંબર.

ઉમરેઠ ડીસ્પેનસરી.

મ્યુનિશીપાલીટીને ખરચે ચાલે છે.

જુબીલી હાલનો થોડો ભાગ ભાડે રાખેલો છે.

ડાકટર.

મી૦ શિવપ્રસાદ ઝવેરીલાલ આસ્પીટલ આસીસ્ટંટ.

કે ૨૮ કલાક.

આજમ તુળસીરામ દોલતરામ.

ચકલાકંડવી.

મી૰ રણછોડદાસ નાગરદાસ.

મી. ખીમચંદદાસ મુળચંદ.

મી. મહારાજ પ્રાણલાલ સેતલવાડ.

મી. જાદવજી માહેશ્વર.

મી. નંદલાલજી પરસાતમ.

મી. મુળજી ભા૰ જી.

પોલીસ થાણું.

સરકારી કોટમાં ખાસ બંધાવેલી ગેટ.

જમાદાર ગુલામખાં દાદા ખાં.

નાયક તથા ૯ સીપાઈ મળી ૧૧ માણસનું થાણું છે.

મુખી વાને પોલીસ પટેલ મોતીલાલ ખુશાલ.

---

## સંતરામ મહારાજનાં મંદીર.

જે વખતમાં ડાકોરમાં શ્રી રણછોડરાય પધરાવવા માટે જાંબેકરે વિશાળ અને રમણીય મંદીર સંવત ૧૮૦૮માં બંધાવ્યું તે વખતમાં સંતરામ મહારાજ ડાકોરમાં હતા. એમના ચમત્કાર માટે તેમના સેવકો અનેક પ્રકારના દાખલાનું વરણન કરે છે અને હાલને સમે પણ સાક્ષાત સંતરામ મહારાજ તેમના

સાધુ અને ભાવીક સેવકોને પ્રસંગોપાત સમક્ષ દરશન દેછે એ મ તેઓનુ કહેવું અને માનવું છે.

સંત્રામ મહારાજનો ધરમ સરળ અને નીતીમાન જણાય છે. ગાદીના અધીકારી સાધુઓ પોતાના મંદીરથી બહાર વગર પ્રસંગે. એકલા નીકળતાજ નથી તેઓ પોતાના કામ ભજન અ ને જગાના સુધારા માટે તથા સંતોને ઉપદેશ કરવામાં થોડા પણ ગુજારેછે, તેમને કોઇ પ્રકારની ઉપાધી હોતી નથી.

મંદીરો ઘણું સ્વચ્છ અને હવાવાળુ તથા પરદેશીને મદદ થાશકે એવો તમામ સામાન મંદીરમાં તયાર હોયછે. કોઇ પણ અભ્યાગત જેને ખાવા પીવાનું મળતું નથી અને વિસામાની સોઇ નથી તેમને એ મંદીરમાંથી આશ્રય મળેછે. અને મંદીરમાં કેવે પ્રકારે આવક થાયછે અને ખરચ થાયછે તે કોઇ જાણી શકતું નથી. એમનો એવો ધરમ રહ્યુ છે કે હજારો રૂપીઆ ખરચે તો પણ તેમણે ખરચ કરયો એવું જાહેરમાં લાવી ફીરતી કરતા નથી.

સંત્રામ માહારાજના મંદીરમાં ગાદી આગળ અખંડ દીવો રહેછે અને જ્યાં નવું મંદીર કરવાનું હોય છે ત્યાં નડીયાદના મુખ્ય મંદીરમાંથી દીવો પ્રગટીને ઘણી સંભાળથી લઇ જવામાં આવે છે અને એવો દીવો એકવાર પ્રગટ્યો કે સદા સર્વદા કાયમ રહે છે. અધીકારી સાધ એ દીવાની ઘણી જતનથી સં- ભાળ [illegible] ને જેમ પ્રાણી ગાદીની પુજા થાયછે તેમ [illegible] [illegible] જે દાર લાવેછે તે ગાદી આગળ ધરવામાં

મંદીરમાં મોટો સંઘ ભરાય છે અને જાત્રાળુની ભીરની સારી થાય છે.

જાત્રાળુ તરફથી ભંડારા થાય છે અને માહારાજ પણ મંદીર તરફથી ભંડારા કરી બ્રાહ્મણોને જમાડી જાત્રાળુઓને પ્રસાદ લેવાડે છે.

### પાદરાની ગાદી.

૧ રાઘવ મુની ૨ આતમારામ ૩ ગેબારામ.

હાલ નરભેરામજી ગાદી ઉપર છે ને તે ચોથા અધીકારી છે.

રામનોમી ઉપર પાદરામાં ઓછવ થાય છે.

### વડોદરાની ગાદી.

૧ હરીરામ. ૨ ભગવાનદાસ. ૩ ગોપાળદાસ.

ચોથા પુરૂષ દયારામજી ગાદી ઉપર.

વસંતપંચમી ઉપર ઓછવ થાય છે.

### કોયલીની ગાદી.

૧ ધ્યાનીજી. ૨ હરીદાસજી.

### કરમસદ.

સેવાદાસજી ગાદી ઉપર છે.

આ પ્રમાણે ૧ નડીઆદ ૨ ઉમરેઠ, ૩ પાદરા, ૪ વડોદરા, ૫ કોયલી, ૬ કરમસદ ખાતે મંદીર છે. તેમાં સંત્રામ માહારાજના ભગતો ભજન કીરતન કરી, તથા માનતા આખડી રાખી પોતાનું મનવાંછીત ફળ મેળવવા આકાંક્ષા રાખે છે. બધા મંદીરોનો કારભાર સારી રીતે ચાલે છે. સાધુઓની આસ્તા અને

કરણી સારી હોયછે, તેમને પોતાના ધરમનું જ્ઞાન સારૂં હોયછે અને લોકોને પોતાના ધર્મનો બોધ કરેછે. વધારે વખાણવાલાયક એ છે કે સંત્રામ મહારાજના ધર્મમાં તેમના સાધુ કે ભકત કોઇપણ ધર્મ કે દેવની નીંદ્યા કરતા નથી, અને પોતાની આસ્થા પ્રમાણે પોતાના ભજનમાં પોતાનો કાળ કહાડેછે તથા સાધુ ખરા નીતિવાન અને અપેક્ષારહિત નજર આવેછે.

ડાકોરના જાત્રાળુઓને ઉમરેઠના સંત્રામ મહારાજનું મંદીર જોવાલાયક અને દરશન કરવા લાયક છે. તેમ નડીયાદનું મંદીર પણ અવશ્ય જાત્રાળુથી અવકાશ મળી શકે તો જરૂર જોવા અને દરશનલાયક છે. આ પુસ્તકમાં જગ્યાના રોકાણે મંદીર રચનાનું વરણન થઇ શકયું નથી. પણ નડીઆદ અને ઉમરેઠના સંત્રામ મહારાજનાં મોટાં ધામો અવશ્ય અવલોકન કરવાલાયક છે.



# શ્રી રણછોડરાય માટે નવા આવેલા હાથીની હકીકત*



ડાકોરમાં કેટલીક મુદતથી વહીવટદાર અને સેવકો વચ્ચે પોતપોતાના હક સંબંધની ભાંજગડ ચાલી રહી છે. તેવામાં શ્રી રણછોડરાયજીનો હાથી મરણ પામ્યો અને હાથીની ભાંજગડ ચાલી રહી. સવારી માટે રાજા રજવાડાના હાથી માગી લાવી કામ ચલાવવા માંડયું. એક વરસ હાથી વગર રથજાત્રાની સવારી નીકળી જેથી વધ ઘણો દીલગીર થયા. આ ચરચા માટે ડાકોર ખાતે પ્રગટ થતા શ્રી રણછોડ દરબાર પત્રીકામાં કેટલીક ટીકા થઈ અને હાથી ગમે તે પ્રકારે લાવવાની ભલામણ કરવામાં આવી.

સંજોગ એવો બન્યો કે સુરતના એક શેઠ લાલજીભાઈ પરસોતમદાસ તારકસ અકસ્માત બીમાર થયા અને ઘરના માણસોને મંદવાડ ભારે લાગ્યો. એમની સ્ત્રીએ દુધ, ભાત

અને દાળ વગેરે ખાવાની બાધા રાખી અને શ્રી રણછોડ રાયના દરશન કરી સવા રૂપીઆ ભેટ ધરયા બાદ તે ખાવાની પ્રતીક્ષા લીધી. પરમાત્માની ઇચ્છાએ એ શેઠને સારી પેઠે આરામ થયો અને લેવાયલી બાધાની વાત તેમના જાણવામાં આવી, તેથી એક પુનમને ટાંકણે બઈ લા સહીત ડાકોર પધારયા. રાજા ઠાકોરને ક્રીંમતી વાઘા ધરાવ્યા અને ત્યાં વાત ચાલતાં મંદીરના નોકરો અને એમની વચે હાથી સંબંધી વાત થતાં એમણે જણાવ્યું કે સુરતના વઈશણવો તરફથી હજાર પંદરસેની રકમ હું મેહનત કરી ઉલટથી ભરાવી આપીશ. સેવક તરફના કારભારી મણીભાઇએ કહયું કે મંદીર ખાતામાંથી પણ કાંઈ રકમ કાહાડવાને રીસીવર સાહેબને સમજાવવામાં આવશે. ગઉશાળાના બાવા લાડણીદાસે કહયું કે હજાર આઠસેંની રકમ હું પણ વઈશણવોને ઉપદેશ કરી ભરાવીશ.

આ વાતચીતનો લાભ લઈ શેઠ લાલભાઈ પુરૂશોતમ સુરતના દેશીમીત્ર પત્રમાં ડાકોરમાં એક હાથીની જરૂર છે એ વાતની ચરચા ઉઠાવી. વરતમાનપત્રની આ હકીકત સચીનના નવાબ સાહેબનો વહીવટ કરનાર મી. વેર સાહેબના જાણવામાં આવવાથી તેમણે ડાકોરના રીસીવર સાહેબને કાગળ લખ્યો કે અમારા રાજ્યમાંથી એક હાથી આપવાનો છે. તે ઉપરથી કારભારી મી. મણીભાઇ સુરત આવ્યા, તેઓ લાલભાઇ શેઠને મળ્યા અને હકીકત

કત જણાવી. બધા મી૦ વેર સાહેબ પાસે ગયા અને અરજ કરી કે જો આપ હાથી આપશો તો અમારે ધરમ ખાતે ઠાકોરમાં હાથી જોઇએ છે. મી૦ વેર સાહેબે પુછ્યું કે હાથીની કીંમત શી આપશો? શેઠ લાલભાઇએ કહ્યું કે રાજા રજવાડા ઠાકોરને હાથી બક્ષીસ આપે તો તેના નભાવ માટે એકાદ ગામપણ અરપણ કરવું જોઇએ. મી૦ વેર સાહેબે કહ્યું કે મારૂં વચન રાખો અને હું આંકડો ઠરાવુ તે કબુલ રાખો. શેઠ લાલભાઇએ કહ્યું કે અમો બસો પાંચસો કયાંથી આપીએ? સુરતમાંથી માત્ર ગાડી ભાડા જેટલું મેળું થાય તો નસીબ. મી૦ વેર સાહેબે નામની રૂ. ૧૦૧) ની કીંમત જણાવી જે તે લોકોએ કબુલ રાખી અને રૂપીઆ આપી પહોંચ લઇ હાથી પોતાના સ્વાધીનમાં લીધો.

આ પ્રમાણે હાથી મળવ્યા પછી તેને ઠાકોર રવાને કરવા માટે સુરતના સ્ટેશન માસ્તરને કહેવામાં આવ્યું. માસ્તરે પ્રથમ હા કહેલી પણ હાથી માટે ડબો ન મળે તેથી હેડ આફીસમાં તપાસ કરાવી, અને જી.આઇ.પી. રેલવેમાં તપાસ કરાવી. પણ હાથીનો ડબો કંપનીમાં નથી આવા સમાચાર ફરી વળવાથી બધા નીરૂપાય થયા અને છેવટ પગરસ્તે હાથીને લઇ જવાનો ઠરાવ કર્યો. આ ભાંજગડમાં ચોમાસુ શરૂ થયું અને વરસાદ-

નું જોર વધારે જણાયાથી ચોમાસું પુરૂં થતાં સુધી હાથીને સુરતમાં રાખવાનો ઠરાવ થયો અને તે હાથીને શેઠ લાલકસનની વાડીમાં રાખવામાં આવ્યો.

કીડીને કણ અને હાથીને મણ કહેવાય છે તેમ હાથી રાખવો તો ખરો પણ ખરચ શી રીતે નીભાવવો, તેની ભાંજગડ થઈ. હાથી વેચાણ લેવા બદલતો સુરતના થોડાજ વઈશ્ણવોએ તે રકમ માંહો માંહે ઉઘરાણું કરી પુરી કરી. પણ હાથીનો રોજનો ખરચ પાંચ સાત રૂપીઆ અને તે ત્રણ ચાર માસ નભાવવા માટે રૂ ૫૦૦ થી વધારે રકમ જોઈએ. તે પણ શ્રી રણછોડરાયના ભંડારમાંથી નહી મંગાવતાં મમતી અને ભાવીક સુરતવાશી વઇષ્ણવોએ માંહોમાંહે ઉઘરાણું કરી અને બીજી તદબીરે જ્યાં સુધી હાથી સુરતમાં રહ્યો ત્યાં સુધી ખરચ નભાવી છેક અંકલેશ્વર સુધી વીદાય કરયો અને દસરાને દીવસે હાથીની શેઠ લાલભાઇ પરશોતમદાસે સજોડે પુજા કરી નોકર ચાકરોને સરપાવ સાથ તે હાથીને સુરતના વઇષ્ણવોની તરફથી લખાવી ભેટ કરયો. ડાકોરના રીસીવર સાહેબે હાથણીના જન્માક્ષર કરાવ્યા, અને તેનું નામ જમનાબાઇ પડાવ્યું.

હાથીને સુરતથી ડાકોર વીદાય કરતી વખતે સુરતનો ભોલા લોકની ભજન મંડળીએ વાજતે ગાજતે પ્રભુ પદ ગતાં હોપ બ્રીજ સુધી વીદાય કરવા ગયા અને સુરતના

બીજા વહાણવો પણ એ સરઘસમાં સામેલ થયા હતા. વીદાય કરવાનો વરઘોડો સાંજના ચાર વાગે નીકળી બે કલાક સુધી ગામમાં ફેરવી વીદાય કરવામાં આવ્યો હતો તેમાં નવાપરાના ગોલા લોકની મંડળીએ નીશાન, ઝંડા અને ઝાંઝ ઢોલક સાથે ભજનની સારી ધુંન મચાવી હતી.

હાથી જ્યાં સુધી સુરતમાં રહયો ત્યાં સુધી તેનો ખરચ કરવામાં નીચે પ્રમાણે સુરતવાસી વહાણવટીઓએ મદદ કરી હતી. અને કામમાં આગેવાની કરવાની મેહેનત શેઠ લાલભાઈ પરશોતમદાસ તથા પટેલ કાળીદાસ ફકીરચંદ તથા શેઠ કાશીદાસ પ્રાણજીવનદાસ તથા ઠકર નારણભાઈ નરોતમદાસ તથા ગોલા બીજુ શંકર વગેરે વહાણવટીઓએ પોતાનું ધંધા રોજગારનું કામ છોડી સારી આગેવાની લીધી હતી. તે અરસામાં ડાકોરથી શેવક કરૂણાશંકર આ દીતરામ સુરત ગોવાળ બાગના ઘડે ઉઘરાવવા માટે આવેલા તેની શેઠ લાલભાઈ પરશોતમદાસે પોતાને ખરચે ઘેર એક બ્રાહ્મણ રાખી સારી બરદાસ્ત ત્રણ માસ સુધી ઉઠાવી હતી.

મજકુર હાથી વેચાતો લીધો ત્યાંથી ડાકોર પહોંચાડવા અંકલેશ્વર સુધી વીદાય કર્યો તેના ખરચના નીભાવ માટે જે ઉઘરાણું થયું હતુ તેની યાદ નીચે પ્રમાણેઃ—

૧૪)= શેઠ લાલભાઇ પરશોતમદાસ તારકસ.

૨૫) શા. કાળીદાસ પ્રાણજીવનદાસ.

૧૦) ઝાંપાના બજારના તંબોળીના વારામાંથી.
૧૦) ઝાંપાના બજારના તંબાકુના વારામાંથી.
૧૫) બુરાનપુરી ભાગોળના તંબોળીના વારામાંથી.
૧૦) ઠકર વલ્લભદાસ ગલાલદાસ.
૩૫) ઠકર હીમતરામ નરભેરામ હાથી તથા વાગા માટે.
૧૦) બાઇ નંદકોર ઠકર તુળસીદાસની દીકરી.
૫) ઠકર દોલતરામ બાળગોવનદાસ.
૧૦) ઠકર દુલભભાઇ હરીવલભદાસ.
૧૦) દલાલ ઠાકોરદાસ નરોતમદાસ.
૬) દરજી વણારશીદાસ વનમાળીદાસ.
૫) ઠકર મકનદાસ ભવાનીદાસ.
૧૦) નાનપરાના તંબોળી તથા તમાકુવાળાના વારામાંથી.
૫) બુરાનપુરી ભાગળના મમરાશીંગવાળા શા. રાજારામ વનમાળીદાસ.
૫) શા. નારણદાસ ભાણાશા.
૩૦) બુરાનપુરી ભાગળના રેશમી તથા સુતરાઉ કાપડ વેચનારાના વારામાંથી.
૧૦) બરફીવાળાની પંચાતમાંથી.
૧૦) ઠકર નંદરામ હરીભાઇ.
૧૫) પટેલ ફકીરભાઇ રાયજી.
૫) શા. નાગરદાસ કીશોરદાસ.
૫) સોની ઠાકોરદાસ પચીગર

૧૧) બાઈ વીચકોર ઠકર જગા વીશરામની વીધવા.
૨૦) પટેલ રણછોડદાસ દુલભદાસ ઉઘાડા પગા.
૨૦) પટેલ દુલભભાઇ રેવાદાસ.
૧૭) પટેલ વીજભુખણદાસ પરશોતમદાસ તારકસ
૧૫) સોની જીવણ ખુશાલ.
૧૦) શા. કેશીરભાઇ બીજવલભદાસ.
૫) નાણાવટી નાગરદાસ મનોરદાસ વરીયાવી ભાગો ળવાળા.
૫૧) ઘીના કાંટાની પંચાતમાંથી હા. જગાભાઈ ભગવાનદાસ.
૫૧) ઘીના કાંટાની પંચાતમાંથી હા. ગોરધનદાસ ભગવાનદાસ.
૧૧) પટેલ પ્રાણજીવનદાસ વીજભુખણદાસ પાસાતાણીઆ.
૫૦) અનાજવાળાની પંચાતમાંથી શેઠ દ્વારકાંદાસ મારફત.
૩૩ા પટેલ જીણાભાઇ નારણદાસ.
૨૫) પટેલ ગોરધનભાઇ જગજીવન મહેતા.
૧૨) પટેલ માણેકચંદ હરજીવન.
૬) પટેલ ગોવન દુલભ.
૨૫) પટેલ લલુભાઈ દયારામ.
૭) ઠકર લલુભાઇ ભગવાનદાસ

૧૫) રવાળાના ટેકરા ઉપરના સુખડીઆની પંચાત.
૫) ઠક્કર ભાઇદાસ વલભ રાંદેરવાળા.
૫) શા. તાપીદાસ વરજદાસ તરફથી
૧૫) પટેલ પરશોતમ ગીરધર.
૭) ગજર કલ્યાણભાઇ નાગરફળીઆવાળા.
૧) વકીલ કાશીદાસ હા. ગજર કલ્યાણભાઇ
૧૩। પટેલ ફકીરચંદ કેશવજી.
૨૫) શા. વરજદાસ વીજભુખણદાસ
૧૧) શા. ભગવાનદાસ વિજવલભદાસ.
૮॥ પટેલ વજાભાઇ ભાઇચંદ
૧૦) શા. મોરારભાઇ વીજભુખણદાસ
૭) શા. માણેકલાલ નાગરદાસ
૧૫) શા. કહાનદાસ બ્રીજવલભદાસ.
૩)= ઝાંપાનાં બજારના બરફીવાળામાંથી.
૩) ઝાંપાના બજારના અનાજવાળામાંથી.
૧) ઠક્કર જીવણ પરશોતમ.
૧) ઠક્કર જગજીવન વલભદાસ.
૨॥ બુરાનપુરી ભાગોળના ગાંધીના વારામાંથી.
૨) સુથાર ભગવાન પરશોતમ
૨) મહેતા જગજીવનદાસ રાણીતળાવવાળા.
૧) રાણીતળાવમાં રહેનાર છાપખાનાવાળો.
૨) શા. મોતીરામ રાણીતળાવવાળા.

૫) શેઠ અરદેસરજી ધનજીશાહજી કોટવાળ

૨॥ ચોકબજારના પાનવાળામાંથી.

૪) ઠકર મથુરાદાસ ગોપાળદાસ

૧૦) બાઇ લખમી ઠેકાણું ગોપીપરા.

૫) શા. કૃશનદાસ કેવળરામ.

૫) શા પ્રાણજીવનદાસ કશનદાસ

૫) ચોકબજારના કાપડીઆના વારામાંથી

૨) શા. વરજદાસ હરકીશનદાસ કાપડીયા.

૨) શા. હરકીશનદાસ નગીનદાસ

૧) શા. ઘેલાભાઇ ચીનીવાળા ચોકબજાર.

૧) શા. પરશોતમદાસ હરગોવનદાસ ચોકબજાર

૧) શા. નેમીચનદાસ મોતીરામ.

૧) શા. કશનદાસ નરભેરામ.

૧૦) ખત્રી ઝવેર બહેચર.

૫) શા. મંછારામ ઘેલાભાઇ દેશીમીત્ર.

૫) પટેલ પરભુ ગીરધર.

---

૮૨૯॥ જુમલે જમા થયા.

# શ્રી રણછોડરાયમાં સામગ્રી કરાવી અને બ્રહ્મભોજન કરાવ્યું તેમાં ભરાયેલી રકમોની યાદી.

૧૬॥ પટેલ શીવલાલ આત્મારામ.
૨૨) પટેલ જીણાભાઈ નારણ
૬) બાઈ મણી ઠે. શેઠ લાલભાઇના ઘરમાં.
૨૪) પટેલ કાળીદાસ ફકીરચંદ તથા મંછારામ ગીરધરલાલ.
૪) બાઇ ધનકોર શા. ગીરધરલાલ મોતીરામની દીકરી
૫) પટેલ કાળીદાસ રૂગનાથ
૨) શા. ઠાકોરદાસ નરોતમદાસ દલાલ
૨॥ સોની ગોરધનદાસ ગોકળદાસ
૫) ઠકર દોલતરામ બાળમુકનદાસ નાનપરા
૨૫) પટેલ માણેકલાલ ત્રીભોવનદાસ
૫) ઠકર વલભદાસ ગલાલદાસ
૧૦) નવાપરાના ગોલાની મંડળીમાંથી
૧૮)-૧ શા. કાશીદાસ પ્રાણજીવનદાસ.
૧૭॥=॥ પટેલ ફકીરભાઇ રાયજી.
૧૧॥ પરચુરણ સોદામાં કલદારનો વટાવ ઉપજ્યો.
૧॥- ખરચખાતે વપરાએલો તે જમે આવ્યો.
૦॥=॥ ખરચમાં વટાવ વગેરનો વધારો.

---

૧૭૬॥॥=॥
એકંદર કુલ સરવાળો જમાં. ૨૧૦૦૬॥=॥

## હાથી લેવાનો તથા તેની ખોરાકી વગેરેનો ખરચ.

૧૦૧) સચીનના નવાબ સાહેબનો હાથી લીધો તેના.
૨૪। બનાત જુલ તથા હાંસોઆ માટે, વાર ૧૬॥।
૪॥। સીટીનનો તાકો ૧ અસતર માટે.
૦॥ પાટી જુલની બારડર માટે.
૧) હાથીની ટીપ માટે હેંડબીલ છપાવ્યાં તેનો.
૦)= હાથીને ફેરી ખવાડી તેના.
૦।= બુરાનપુરી ભાગેળેથી નાનપરા સુધીનું ભાડું.
૦)≡॥ નાનપરાથી સદાયદપરા સુધીનું ગાડીભાડું.
૨) શીવા શીપાઇને મણીભાઇએ અપાવ્યા.
૪૦। હાથી સારૂ ઘાસ લીધું તેના હા. બનુમીઆં.
૧૫) ઘાસની પુળી હજાર એકના.
૧) હાથીને મગદળ તથા કેળાં બુરાનપુરી ભાગોળે ખવરાવ્યાં તેના.
૧૫॥ હાથીને સારૂ લોટ તથા ચોખાના.
૧૨॥।≡ હાથીને સારૂ ઘી ગોળ તથા મશાલા વગેરે.
૨૫) હાથીને સારૂ ઘી ગોળ વગેરે.
૦॥= ઘાતીઉ ૧ લધું તેના.
૨।~ મલમલનો તાકો ઉપરણા સારૂ.
૦।૦ હાથી ડાકોર વદાય કીધો ત્યારે પુજાના.

૨)　શીવા સીપાઇને ખરચ માટે આપ્યા.
૨॥　હાથી વદાય કીધો ત્યારે ભજનીયાને.
૦॥　પરચુરણ ખરચ બંદોબસ્ત માટે.
૨)॥ રાંદેરનું ગાડી ભાડું રજાચાઠી પરસાદ વગેરે.
૨)　વાગાને સારૂ મગજી રેશમી.
૧)૦।　હાથી વદાય કીધો ત્યારે રંગાવ્યો તેના
૨।　બારણા ડગલાના અસતર માટે ગજ ૧૬
૬૭॥　બાદલુ જરીના વાગા કરવા માટે
૧૩॥　રેશમ મંડીલ તથા લપા માટે લીધું
૮।　લપાના તાસાની તણાઇ તથા ચપડાઇ
૧૦　લપાની તથા મંડીલની મજુરી
૨૯॥　મંડીલ માટે કસબ હા. કાળીદાસ
૧૫॥　ફીટ વાગાની તોલા ૧૫॥
૧॥　વાગા માટે અસતર લીધું તેના
૧૦　હાથી અંકલેશર સુધી વદાય કર્યો તેના હા.કશનદાસ
૧૨॥　હાથીની મથોડ્યાની રેશમી ઝાલર હા. કરૂણાશંકર
૩)　હાથીની માથાવટીનાં ફુમતાં
૧)　ઝાલર લેવા ગયા તેનું અમદાવાદનું ભાડું હા. કરૂણાશંકર.
૬)　રથજાત્રા ઉપર ખાંડ અપાવી હા. કરૂણાશંકર
૭।　સામગરી કરી સેવક જમાડયા તેના તેલ માટે
૩॥॥ પરચુરણ મસાલો ધાંણાજીરૂ રાઇ મેથી વગેરે.

૭।=॥ ઠાકોરજીના સીપાઇના ડગલાની કસ માટે
૧॥। પીયાજ ગજ બે લીધા સેજાપ માટે
૬॥-॥। હાથીને સારૂ મસાલા વગેરે
૩॥= હાથી સારૂં અંકલેશર લાકુ મોકલ્યા તેના
૧॥-। મંડળીને પરસાદ અપાગ્યો તેના
૨૯॥ હાથી માટે ચોખા મણ ૧૦ ઘઊં મણ ૨॥
૧૦) હાથી માટે લોટ મણ ૫ લીધો તેના
૭) હાથી માટે ઘઊં મણ ચાર લીધા તેના
૧।- શીબીન ડગલા માટે
૧૩॥। ડગલા તથા બદન ઠાકોરના નોકરને આપ્યા તેની સીવડામણના.
૧૦) લોટ મણ પાંચના
૩।०॥ સચીન ગયા આવ્યાનો ગાડી ભાડા વગેરે ખરચ
૨) શીવા સીપાઇને આપ્યા.
૨॥- કરૂણાશંકરની ટીકીટ આવવા જવાની
૭॥= લોકોને આપવા સારૂ ઉપરણા.
૩। કરૂણાશંકરને આપ્યા.
૨।- મલમલનો તાકો નંગ એક
૭)≡ ફીટ સુનેરી રેશમી ગદીયાણા ૧૧॥
૧૭) ઘુઘરી ચાંદીની તોલા ૧૬
૮॥ પાંદડાનું રૂપુ તોલા ૮
૫૩)- હાથીના અંકોશ માટે ચાંદીના

૪) પાંદડા તથા ઘુઘરીની મજુરી હાથી માટે
૬) હાથીના અંકુશની મજુરી કંસારા રામદાસને.
૦॥≡ કાનદાસને ત્યાંથી ઘાસ હજાર લાવ્યા તેની મજુરી
૧।~ હાથીના પગની દવા માટે તેલ તથા સરસ
૪) કરૂણાશંકરને ટીકીટ માટે આપ્યા
૨॥= કરૂણાશંકરના છોકરાની ટોપીના
૧॥ પુલ ઉપર હાથીની ટીકીટ લીધી તેના
૨) હાથી ગયો ત્યારે પરચુરણ ખરચના ડોલ તથા પાણીના વાસણના
૩) કરૂણાશંકરના છોકરા માટે સેશ તોલા ૨।
૨) ટીબીન ડગલામાં ઘટી તેના.
૨।~ ડગલાના અસતરના રંગાઈ સાથે
૧૧)= બે બ્રાહ્મણની ટીકીટ, ઘાસતેલનો ડબો, ખાંડની ગુણનું નુર, મગન ખત્રીની ટીકીટ, દુધ સાકર વગેરે પરચુરણ
૬)~ ચોખા મણ બે તથા શાકના કંડીયાનું નુર
૧૩।≡ સુરતથી સીધું આવ્યું તેનું નુર દુધ તથા બરફી પેંડા વગેરે હા. કરશનદાસ
૪૭)≡॥। ખાંડ ગુણ એક દુધ મણ પોણાપાંચ મણ તથા પરચુરણ તથા મુળજી ભટ અને મગનની ટીકીટ, લોટ તથા ગોળ વગેરે સામગરી કરી તેનો એ કંદર ખરચ

૧૦ા પરચુરણ ખરચ

૭૧ા=ા ઘી મણ ૨ા શેર ૨, ખાંડ મણ ૨ા, સરપણ મણ ૪૧, દુધ મણ ૩૫ વગેરે પરચુરણ.

૧ાા૦ા ઘી શેર ૪)= રોકડેથી આપ્યું

૧૦। ગોળ શેર ૨૬ાા તથા ઘી શેર ૬ા~ મીઠું સાટ વગેરે

૪ા~ા પરચુરણ શાક ભાજી મસાલો વગેરે

૫ા ઠાકોરજી આગળ નાચ કરાવ્યો તેના

૬ા સુરત આવવા માટે ચાર બ્રાહ્મણની ટીકીટ

૨૭ાા~ા ધોતીયાં જોડા ૭ ગોર માટે તથા મજુરોને રો જના પઆરા તથા રાસ કરાવ્યો તેના વગેરે પર ચુરણ દહી ઘી વગેરેના થઇને

૨)૦ા પરચુરણ ખરચ થયો કઠોળ વગેરે

૧૬ા= ઘી સુરતથી કાચુ તથા ચારોળી તથા અતર વગેરે મંગાવ્યું તેના

૮) બાવાને માટે શીનખાપનો ટોપ કરાવી આપ્યોતેના

૧૨ાા બનારસી દુપટો ફીકાભાઇને આપ્યો

૯ાા=ા ધોતીયું એક નાગપુરી મણીભાઇને

૧૪ા ભંડારી બાવાના ફેંટાની કોર

૩૩ાા માણસોના ડગલાની બનાત, હાથીની માથાવટીની બનાત, સીતારામ બાવાને હોડવાની બનાત તથા રસોઇયાને બદન મુળજીભટ, મોતીભટ તથા ગ

વરી તથા છોટાભટ વગેરેને ધોતી વગેરેના

૩।― કેળાં નંગ ૪૨૫ લીધેલાં

૦)= કંડીયા નંગ બે

ાાા= સોપારીની ચુરી તથા પાન

૬ાા― ઘી, ગોળ, મીઠું, કકુ, મરી વગેરે લીધું તેના.

---

૧૦૦૬ાા≡ાા એકંદર ખરચનો કુલ સરવાળો.

સુરતના સય્યદપુરાના રહેનાર તારકસ ગોવર્ધનજી દયાળજીની પેઢીના ચલાવનાર શેઠ રંગીલભાઇ નગીનદાસે પર મારથ રૂ ૧૦ આપવાને કહેલ પણ તેણે જરીનો પટકો જ રદોરત ઝીક ચળકનો તથા મંડીલના બે છેડા ભરતના ભાર પાડેલા તથા પાયજામો ઝીક ચળકનો ભરેલો પોતાને ખરચે ભરાવી આપ્યો એટલે તેનો જમે ખરચ લખ્યો નથી.

આ કામમાં પટેલ મોતીરામ રાઘવજી જે રાઘવજી ભાણાના કુટુંબથી ઓળખાય છે અને તે રયુની સીપાલીટીમાં સરકાર તરફથી કમીશનર છે તે ગ્રહસ્થે હાથી માટે જે ઘઉં પોતાની મીલમાં દળાવી આપ્યા, તેની કીંમત લીધી નથી. તેમ તેમણે સામગરી માટે આશરે પાંચસો માણસ મટે લાપસીનો લોટ વગેરેનું સીધું આપ્યું હતું તેની કીંમત લીધી નથી. અને હજી કોઇક બ્રહ્મભોજનનો ખરચ કરવાનો છે તે સીધું પણ

તે આપશે એવી ઉમેદ છે. વળી સુરતના શેઠ દ્વારકાન-
ભાઇ લલુભાઈ તેમણે પોતે પણ આ કામમાં ઘણી મહે-
નત કરી અનાજની પીડમાંથી હરીપરાના સુકડીઆ વીગરે
માં સાથે આવેલા અને મેહનત લીધેલી અને તેમની
તરફથી પણ દસ મણ ઘઉં આપેલા. ચોકસી ફકીરચંદ
ચોક બજારવાળા તેમણે પોતે હાથીને લોટ ખવડાવેલો.
આ કામમાં શહેરના ગોલા લોકોને ભારે સાબાસી આ-
પવા લાયક છે કે ગોલાની પંચાતના શેઠ ભાણા રામજી
તથા શેઠ વીઠલ શંકર તથા શેઠ દેવચંદ હીરા તથા શેઠ
વીજી શંકર તથા કીસન ભગત તથા શેઠ કરશન દયારામ
તથા શેઠ ગંગારામ દયારામ તથા શેઠ વીઠલ કપુરચંદ,
શેઠ અમથા મથુર, શેઠ નાથુ રામજી, શેઠ ભુદર રામજી
એ વીગરે ઘણા લોકોએ સંપ કરી હાથીને થોડા દીવસ
સુધી ચોખા પંદર શેર આપ્યા અને ઠાકોર સાથે જાગી
માણેકઠારી પુનમે ભજન કરયું તથા શરદ પુનમની રાતે
ગરબા ગાઈ ઠાકોર પાસે અછી ધુન મચાવી. આ ઉપરથી
સહેજમાં સમજાશે કે ગરીબ ગોલા જેવી મહેનતુ વરણે
આ ધરમાદા કામમાં ઘણી મહેનત લઈ રાજા ઠાકોરની
સેવા બજાવી છે તે ઉપરની તેમની આસ્તા સમજાયા
વગર રહેશે નહી. તેમ ઉંચવરણના ઉજળા કેટલીકવાર
ધરમાદા કામમાં ઉંચા અને ઉભા રહે છે તેમણે ધર-
મના કામમાં ચાનક રાખવાજોગ છે.

બાઈ રામકોર ઠકર મથરાદાસ ગોપાળદાસની વી- ધવા જે પાંચ દશ શેર દુધ લાવી વેચી ગુજારો કરે છે તે બાઈએ ચાર રૂપીઆ ઠકર મોતીરામ નંદલાલ મારફત મોકલ્યા તે અવશ્ય તે બાઈની ધરમની લાગણી અને રાજા રણછોડ પ્રત્યેનો તે બાઈનો ભાવ વખાણવાલાયક છે. તેમ આ કામમાં ગરીબ લુવાણા વરગે બહુ વખા- ણવા લાયક મેહનત કરી છે. સધરામપરાના મોટા ગ્રહસ્થોને ઘણી સારી રકમ ભરવાની ઇચ્છા હતી, પણ ધરમના કામમાં કાંઇ જેવા આડે આવનાર હોવાથી તેમનું મન ભંગ થઇ ફરી ગયું કહેવાય છે. આ કામમાં નવાંપરાના ઠકર માણેકલાલ ભગવાનદાસ ઘણી સારી મદદ કરવા ધારતા હતા અને હજી જે સામગરી વ- ગેરેનું કામ બાકી છે તેમાં સારી મદદ કરયા વગર રહેશે નહી એવી આશા છે.

આ કામમાં ડાકોરના રીસીવર સાહેબ તથા શેવકો એ પણ સુરતના વાંણીઆને લાયક પરસાદ ઉપરણા આપી ઠીક સમાધાન કીધું હતું તેમ શેઠ લાલભાઇ પ- રશોતમદાસને એક સારો કસબી દુપટો ઓરાડયો હતો અને તેમની સ્ત્રીને ઠાકોરનો પરસાદી વાગો આપ્યો હતો. મંદિરની આ પરસાદી અને તે પણ કીંમતી મ- ળવાથી શેઠ લાલભાઈએ પોતાને ખરચે તમામ શેવકોને લાડકા આગવા લાહ્યા હતા. આ ઉપરથી લોકોમાં આ-

થશે કે બીજા મંદીરમાં જયાં માત્ર ધનવાનોને ગાદી આપી બરદાસ્ત કરવામાં આવેછે પણ રાજા ઠાકોર શ્રી રણછોડરાયને મંદીરે તો રાજા અને રંક સરવે સરખા છે. અને તેમની ભેટ પ્રમાણે દરેકને ઉપરણા પરસાદી આપી તેમનુ લાલન કરવામાં આવે છે અને જે સામગરી આવે છે તે ખરચમાંજ વાપરી નાંખવામાં આવે છે. જેવો ખરચ તેવો ભંડાર ભરપુર રહે છે. પણ દુકાનદારીની પેઠીમાંડી શ્રી રણછોડરાયના મંદીરમાં બજાજી થાસ્તી નથી. એટલે દરેક ધારમીક વરણોની થએલી શેવા સફલ થાય છે, એ તેમની ખાત્રી થયા વગર રહેશે નહી.

પાછલા હીસાબ ઉપરથી જણાશે કે આ કામમાં સુરતના ગોલા, લુવાણા અને પાછલે ભાગે કણબી ધારમીકોએ સારી મદદ અને મહેનત કીધી છે. તો તેમની આસતા વખાણવાલાયક છે અને વાણીયા વગેરે ઉંચ વરણો ઓછા દેખાય છે તો તેમની આસ્તા માટે સહેજ વીચાર થઇ શકશે.

આ કામમાં વરીઆવી ભાગોળના બજારમાંથી કણીયા તથા તંબોળી વોહોરા તથા ગાંધીઓએ ગોવાળ ભોગમાં વારા પાડી ધણેજ સારુ રૂપીઆની રકમ આપેલી છે. તે રકમના ધણાં ગોવાળ ભોગ માટે મોકલવામાં આવશે. તથા પસતાગીયા તથા મસાલાવાળાએ

रु ६ आप्या तेनुं शाक सामगरीमां वपरायुं छे. आ कामममां घांची भीखाभाई बंगाळीए दाळ, चोखा, लोट वगेरे परचुरण सोदो सामगरीमा पोताने खरचे अ-पाव्यो हतो.

गांधी डाह्याभाई दीपचंदने त्यांथी रु ४४।।। सोदो हाथी माटे प्रथम अशाड सुद १२ ने सोमथी ते श्रावण सुद ८ ने शनी सुधी रोज घी शेर १, गोळ शेर २, मीठुं शेर ०।।।, कडु नवटांक, हळदर नवटांक, मरी नवटांक, लसण पयसानुं लीधेलुं तेमां परीख. वरज-दास वीजभुखणदासना रु २५) आवेला रु १२।।। ≡ फंडमांथी आप्या छे अने बाकीना रु ६।।। ⌐ चोपडीमां खरच खाते उधारी आप्योछे.

आ चोपडीनो हीसाब अमे नीचे सहीना करनारा ए तपासी लीधो छे.

१ तारकरा शा. लालदास परशोतमदास सई द. पो.

१ पा. काळीदास फुकीरचंद सई दा. पोते

१ शा. मंछाराम गीरधरलाल सई.

१ ठकर. नारणदास नरोतमदास सही दा. पोताना.

—⁂—

## સુરતી બાળકોની આશીસ.

મેહેરબાન સુરતના કલેકટર સાહેબ બહાદુર લેલી સાહેબ

દોહા.

કરૂણાકર જ્ઞાની ઘણા, વિદ્યોત્તેજક વીર;
સૂરત સાહેબ નિરખિયા, કલેક્ટર લેલી ધીર. ૧

ભુજંગ.

ગુણી ગૂણવંતા વડા ગૂણ જ્ઞાની,
હિતેચ્છુ પ્રજાના પુરા વીર માની;
સદા આપજો ઇશ આનંદ હેલી,
અમા બાળ આશિષ બહાદુર લેલી. ૨

કર્યાં કાર્ય જે વાપરી જ્ઞાન વારૂ,
સદા સર્વદા સર્વનું હોય સારૂ;
સુખી લોકના થોક ને વૃક્ષ વેલી, અમો. ૩

ગરીબો ગણી દક્ષણા દીધ સારી,
વળી શાંત ધાર્મિક શોભી સવારી;
હઠો બક્ષવા કેસરી ક્રોધ કેલી, અમો. ૪

વધે શુક્લ પક્ષે વિધૂ પુર્ણ પાત્રે,
તદા સુજ્ઞકીર્તિ વધો દેશ માત્રે;
ભરો તેજ ને હેજ દીલ, ઇશ ટેલી, અમો. ૫

## લાવણી.

હમ હુએ અતિ રળિયાત, નિરખીને આજ; પ્રજાનાએલી (૨)
ડુબ્યા દુઃખતણા દરિયાવ, સૂખ દીધું શૂર સેલી. ટેક ૧
હમ હતા દૂખી દીલમાંય, કરીએ કાંય, જપુએ ક્યાંઇ (૨);
પ્રભુ જાણી હમારી દાઝ, આવિયા વાજ, ચઢી હમ બ્હાંઇ. હ.૨
રહો સુખી સદા દીલદાર, આશિષ એ બાળ, વદે આ દાઇ;
ફિટ્યર છગન પરતાપ, વધાઇ આપ, હજો સુખદાઇ. હમ૦ ૩



# સુરતની થોડી હકીકત.

**અશ્વની કુમાર**—સુરત પાસે એક તાપી તટ છે. ત્યાં એક જુનો પીપળો અને તેની પાસે ઓવારો છે. અસલ એ પીપળો સોનાનો હતો એવી દંત કથા ચાલે છે. લોકો વાર પરવ અશ્વનીકુમાર તીરથ સ્નાન કરવા જાય છે. બેઠક અશ્વનીકુમાર તીરે શ્રી આચારજી માહા પ્રભુજી ની બેઠક છે. ઓછવ કીરતન થાય છે અને તેવે સમે શ્રી મગનલાલજી માહારાજ ત્યાં પધારે છે.

**સ્મશાન**—એ તરફ નદી કીનારે સ્મશાન છે જે ફુલ પાડાના નામથી ઓળખાય છે. હીંદુ માહાજને તાપ અને વરસાદથી બચાવ થવા ધરમશાળા બંધાવી છે. બળેલી લાશનું હાડકું સરખું પણ રહેતું નથી અને ખાખ થઇ જાય છે એવો પ્રતાપ છે.

**શીવાલય**—નીલકંઠ માહાદેવનું દેહેરૂ છે. સોમનાથ માહાદેવની વતીપાત શીવરાત્રીએ પુજા થઇ બ્રહ્મભોજન થાય છે અને સાધુસંત જમાડવામાં આવે છે. તુલસી વાડીમાં સાધુસંત ઉતરે છે. ગુપતેસરમાં ગુપત ગંગા છે અને રગતપીતીઓ હમેશ સ્નાન કરે તો કોડ વગેરે મટે છે.

**કતારગામ**—સુરતથી થોડે દુર રમણીય ગામ છે. ત્યાં કંતારેશ્વર માહાદેવનું દેહેરૂં છે. શ્રાવણ માસમાં પુજા મહીમા સારો ચાલે છે. લોકો એ માસમાં ત્યાં વાડી બંગલામાં રહે છે. ઉજાણીઓ અને નાચરંગ ચાલે છે.

**સુરતના દેવાલય**—વઇષ્ણવી સંપ્રદાયના શેહેરમાં સાત ગાદીનાં સાત મંદીર છે. ૧ શ્રી બાળકૃષ્ણજીનું મંદીર વીશાળ અને શોભાયમાન છે. શ્રી મગનલાલજી મહારાજ ઠાકોરને સારાં લાડ લડાવે છે. રથજાત્રા, જન્માસ્ટમી, દસરા, દીવાળી, અનકોટ વગેરે ઓછવ ઉપર ઠાકોરજીની

સેવા બહુ દરશન કરવા જોગ થાય છે. હીંદોળામાં સારા મનોરથ થાય છે. કતાર ગામ તરફ એક બાગ બંબા પડીને નામે ઓળખાય છે ત્યાં શ્રી મગનલાલજી ફરવા પધારે છે અને વીરણવો દરશને જાય છે. ગોવનલાલજી માહારાજનું મંદીર હાલને સમે વખાણાયલા દેવીકીનંદનાચારજી માહારાજના તાબામાંછે. એ માહારાજનું તમામ વખત નીત્યકર્મ અને દેવ સેવા તરફ લાગ્યુ રહે છે. વહુજી માહારાજને જનાનાગામાં રાખતા નથી પણ છુટથી દેવ સેવા કરવા દે છે અને ભાગ્યશાળી જનોને તેમનાં દરશન થાય છે. સુધરેલ મંડળ પણ એ માહારાજના વખાણ કરે છે. લલુજી મહારાજનું મંદીર, ભટજીનું મંદીર, આચારજીનું મંદીર અને ગીરધરલાલજીનું મંદીર વગેરે સાત મંદીરોછે.

**માતા**—શેહેરમાં અંબાજીના ચકલામાં અંબાજીનું તથા કાળીકામાતાનું દેહેરૂંછે એ માતાની માનતા સારી ચાલેછે.

**બાલાજી**—એ મંદીર ઘણુંજ ચાસલીવારાનું અને શાહેરમાં બહુ વખણાય છે. મંદીરનું ચોગાન વીશાળ છે. ભગતો ઘણા છે. ઘણા લોક રોજ નીમધારી દરશન કરનારા છે. ત્યાં કથા પુરાણ કહેવામાં આવે છે.

**પતાળી સાહેબ**—નદી કીનારે નીચાણમાં પતાળી સાહેબ હરમાનજીનું દેવાલય છે. ત્યાં સાધુસંત રહે છે. માનતા સારી ચાલેછે એ જગાએ અસલ ઘણાં દેવાલયો હતાં.

**ભીમપોર**—સુરતથી સુમારે સાત ગાઉ દુર ભીમપોર છે ત્યાં હરમાનનું મંદીર દરીયામાં છે. અસાડ મહીનામાં ઘણા લોક ત્યાં જાય છે. ગ.ડીઘોડાના શોખી સરત રમનારા શ્રાવણ માસમાં તેટલી લાબી સરત દોડાવે છે. શ્રાવણ માસ અને આણંદ ચઉદસ ઉપર ત્યાં સારો મેળો ભરાય છે. એ ગામ સચીનના નવાબ સાહેબને તાબે કહેવાય છે.

**રોકડીયા હુરમાન**—સગરામપરામાં છે. ત્યાં ધામધુમ અને માનતા સારી ચાલે છે.

**ધુળીયા મહાદેવ**—સુરતથી ત્રણ ગાઉને સુમારે એક ધુળીયા મહાદેવનું શીવાલય છે. ઉધના ગામ પણ નવાબી કહેવાય છે.

**સદાવ્રત**—કણબીનું સદાવ્રત ફરેસ જગાભાઇ ભાઇચંદ માખણીયા ચલાવે છે. કામ બહુ પ્રમાણીકપણે ચાલે છે.

**ખાખીબાવાનું મંદીર**—કતાર ગામના દરવાજા પાસે ખાખી બળદેવ બાવાનું મંદીર અને જગા છે. ત્યાં એક વાવ બાવાને નામે ઓળખાય છે બંગલો બાવાજી ને ધરમપોરના રાજાએ બંધાવી આપ્યો છે. વાવ દશા દેશાવાળે પોતાની છોકરી કૃષ્ણાબાઇ પાછળ બંધાવેલી. બાવાજી બીમાર થયા અને તેમના ચેલા જાત્રા કરવાને ગયા એવામાં બાવાજીનો દેહ પડયો. જગા એક સતસંગીને સોંપી કે મારો ચેલો આવે તેને હવાલે કરવી. સતસંગીએ ત ચેલો ન આવવાથી સ્વામીનારાયણના મંદીરમાં આપી. જગા ફરતો કોટ કરવામાં આવ્યો અને વાવનો કબજો થયો. એટલમાં બાવાજી આવ્યા તેમને જગા ન મળી લાચાર થઇ બહાર રહ્યા. દાવો કરવાની પેરવી ચાલી પણ બાવાજી પાસ ધન કયાંથી? વાવનો કબજો થવાથી કેટલાક ગામ લોકે સારવજનીક ઠરાવા દાવો કીધો, બાવાજીને સુરતના વકીલ કેવળરામ, રાયજી, કાળાભાઇ, ઘેલાભાઇ, માણેકલાલ વગેરે વકીલોએ મફત સલાહ આપી અને કામ ચલાવ્યું બાવાજીનો હક સાબીત થયો અને રા. રા. મુકંદરાય મણીરાયજીના વારામાં હુકમનામું થયું કે સ્વામીનારાયણના મંદીર તરફથી દીવાલ બાંધતાં જે ખરચ થયો છે તે આપે અને જગા કબજે લે. બાવાજી ધન કયાંથી લાવે? જજ કોરટમાં અપીલ થ

મહેરબાન બરડવુડ સાહેબની ગાડી આગળ બાવાજીએ સાટી દાદ માંગી. સાહેબે દયા કરી ખરચ માટે પાકી તપાસ કરી હુકમ કીધો કે સ્વામીનારાયણવાળા પોતાની દીવાલ ઉઠાવી લે અને બાવાની જેવી વાડ હતી તેવી વાડ કરી કબજો આપે. આ ઠરાવ સામે હાઇ કોરટમાં અપીલ થઇ, બાવાજીને રા. રા. ગોકળદાસ કાહાનદાસ અને સ્વર્ગવાસી રા૦ રા૦ ધીરજલાલ વકીલે મદદ કરી મફત કામ ચલાવ્યું ને જીલાજડજનો ફેંસલો કાયમ રહ્યો. ફુલબેંચ સુધી અપીલ ચાલી પણ છેવટ બાવાજીનાં લાભનું હુકમનામું બાહાલ રહ્યું અને સ્વામીનારાયણવાળાને એ જગા ખાલી બાવાને સોંપવી પડી. એ જગા સારી વખાણવા અને બે ઘડી વિશ્રામ લેવા લાયક છે. એ જગાનો જીરણોધાર બાવા લક્ષમણદાસજીએ કરાવ્યો છે. તેમાં પટેલ જેસાભાઇએ ચુનો આપી તથા ભીખા માળીએ પોતે અને બીજી તરફથી સારી મદદ કરી છે. તે વખાણવા લાયક કામ કીધું છે.

બેચરાજી—નાની માઢી બેચરાજી માતાના મંદીરે રવીવારે ઘણા લોક દરશને જાય છે. માનતા સારી ચાલે છે. ઓકટોબર મહીનાની શોભા વખાણવા લાયક થાય છે.

---

## છેલી વીનંતી.

ડાકોર ખાતે હજી તપોધન સેવકો જમાડવા બાકી રહ્યા છે, તે હવે પછી જમાડવામાં આવશે. આશા છે કે પાંડુભાઇ મશરૂવાળા, તથા જગાભાઇ ભગવાનદાસ તથા મોતીરામ નંદલાલ વગેરેની રકમ આવવી રહી છે તેથી સારી મદદ થશે, અને બીજા શેઠીઆઓ પણ પોતાનો હાથ લંબાવી સારી મદદ કરવાને ચુકશે નહી. સુરતના

બીજણુવો રાજા ઠાકોરને લાડ બડાની સેવા કરે છે તેમાં
આખા શહેરનું કલ્યાણ છે.

લાવણી.

ચખબીચ મોહોબત તોડી—એ રાહ.

સુરતને લાગી લ્હે લેલી,
જોઇ દયા ન્યાય દીલદારી, બાહાદુર છબી અલબેલી. ટેક.
મુલકી કામો બહુ સારાં, ન્યાયે નહી કંઇ કાચું;
દીન દાન કરી વરતાવે, સુરતનું મન રાચ્યું;
તાપી કાંઠાના ભટજી, દે આશીશ મન મ્હેલી.
જોઇ દયા દાન દીલદારી, બાહાદુર છબી અલબેલી. ૧
વીદ્યા હુન્નરના કામો, પાછળ બહુ દીલ લાગે;
સંકટ ગરીબોપર આવે, મદદે સહુની આગે;
કાંઇ આગ રેલને ટાંણે, થઇ પડો ગરીબ બેલી;
જોઇ દયા ન્યાય દીલદારી, બહાદુર છબી અલબેલી. ૨
સહુ અદના આલા સરખા, નહી માન પાન ગમતાં;
જશ લોક ઘણેરા ગાએ, જોઇ ન્યાય દીલ શમતાં;
ગુણવંતા ધીરા વીરા, ઘણું જીવો શૂર સેલી;
જોઇ દયા ન્યાય દીલદારી, બહાદુર છબી અલબેલી. ૩
કહે લાલભાઇ મન મ્હેલી, કરણી રૂડી કરતાં;
પુરશોતમ પ્રેમે આપે, શુભ કામ રૂડી દ્રઢતા;
કરે અમર નામ આ જગમાં, કીરતી જાતી રહેલી;
જોઇ દયા ન્યાય દીલદારી, બાહાદુર છબી અલબેલી. ૪

---

## સુરતની રેલ.

તા. ૨૧ જુલાઇ સ. ૧૮૯૪ અસાડ વદ ૩ ૧૯૫૦ શનીવાર.

લાવણી.

શું ભરી નીંદમાં સોઇ કીસનને લુટી—એ રાહ.

ચેતો ચેતો ચતુર નર જાગો. નીંદ દ્યો મ્હેલી;
ચડયું તાપી માતામાં પુર, રેલ આવી રેલી;
સઉ મુણી બન્યા મેમાન, કોણુ હવે બેલી. ચે. ૧
આવ્યા તાર ઉપર તો તાર, હવે કેમ થાશે;
ગરીબો મુકી ઘર બાળ, હવે કયાં જાશે;
જેમ દોડે સરતના અશ્વ, રેલ તેમ રેલી. ચે. ૨
પાંણી પેઠું પુરજોશ, હોંસ ગયા ઉડી;
વરીઆવી ભાગળે, ફરવા માંડી હોડી;
ચકલાની નાજની ચમકી, બની ગઇ ઘેલી. ચે. ૩
સહુ કરે આશ દીલમાંહી, મદદ કરે વેલી;
થયો હુકમ મદદનો ખાસ, હોડી દીધી મ્હેલી;
થઇ લાલભાઈ જુથ મ્હેર, કાળ દીધો ઠેલી. ચે. ૪

## લાવણી.

રાગ તીલાનો, ભદરકાળીની લાવણીની રાહ.

સઇઅદ પરાની ખાડી, તેમાં હોડી ફરવા માંડી;
રેલ આવી છે અગાડી, ટુંકી ચોકી શેરી;
બારડી શેરી, મસીદ શેરી, દાતણવાડને પણ ઘેરી;
રાંણીતલાવ ચલ્યું રેલી, ચાલી ફીકીયારી. ૧
મારવાડી શેરી રેલી. કાંસકીવાડને ના મ્હેલી;
ગોળ ચકલા ચાલી ઠેલી, બધે બુમ ચાલી;
રેલવે ભેડમાં પણ રેલ, બેગમપરે દોટ મ્હેલ;
ગોપીપરે દોડી રેલ, ખાડી ભરી કાહાડી. ૨
સાહેબ લોકોની ચલાકી, બોરાકીની તજવીજ રાખી;
ગાડી પ્રસકુલ બોલી નાંખી, લોકો બેઠા ઠરી;
દાના એદલજી તલાટી, ખાવા આપે હેતજ રાખી
દેઇ ધીરજ સહુને આખી, મહેર કરી ખાસી. ૩
દારાશાજી માજીસ્તરેટ, બેઠા હસપીટાલમાં ઠેઠ

ગરીબડાની કરવા વેઠ, જુઓ બલીહારી;
પાદરી સાહેબ જરવીસ નામ, મીશનસ્કુલે કરી મુકામ;
અનાથોને કે વીસરામ ઠામ, દયાને દીલ ધારી. ૪
સેલાણી જોવાને રેલ, ચાલ્યા જોડી ગાડી બેલ;
કોઇ જુએ ચાલતાં આજ, જાણે રોઝ ઉભા;
કડે લાલભાઇ ધન્ય લેખી, તારી ઉતારતા અલબેલી;
બોલે જયશંકર જય કરશે, રાખો ધીરજ સારી. ૫
તાપી નદી નીરનાં ગાંમ, રેલાયાં છે ઠામ ઠામ;
પડયાં ઘરો શેહેરને ગામ, થઇ છે ખુવારી;
કરવી જોઇએ મદદ સારી, ખોલી રેલ ફંડની બારી;
કરવી નવીન ફંડ તયારી પ્રભુજી મેહેર કરે. ૬

## રાજા રણછોડની લાવણી.

ચાલો જઇએ દરશણ કરવા—એ રાહ.

સુંદર છબી રણછોડરાયની, ચાલો નીરખીએ ધ્યાન ધરી;
ભલે પધારયા ડાકોર ગામે, ગુર્જર દેશપર દયા કરી. ૧
ધનધન બોડાણાને કહીએ, ઠેઠ દ્વારીકા જઈ લાવ્યા;
તુલસી ચડાવી છોગાળાને, ભારી કષ્ટ કરી રીઝાવ્યા. ૨
ધનધન ભાગ્યોગ ગંગાબાઇનું, સેવ્યા પ્રીતે વનમાળી;
ગુગળી લોભાયા સોને પણ, સવા વાલની નમી વાળી. ૩
સેવક એડાવાળ તપોદન, શ્રીગોડ પણ આવી ભળીયા;
પાવન કીધું ડાકોર ગામને, રીઝધરી મન શામળીયા. ૪
સેવા સારી ખરી બલીહારી, ઠાઠ બને ઠીક ગીરધારી;
છોગાળા રણછોડરાય, શણગાર નીરખીએ સૌ તધારી. ૫
મઘમઘાટ અતર મરદનનો, પંચામ્રતથી સ્નાન કીધી;
પછી સેવકો વસ્ત્ર ધરાવે, ચતુરાઇ તો ઠીક કીધી. ૬
બારજરીના સુરવાલ શોભતો, અકડ પાઘ ધરી છોગાળી;
કડકડતું ફીનખાપ બદનને, સોના બંસી કર ઝાલી. ૭
જામા જરકસીનો બહુ દીપે, પટકે મોતી લટ લળકે;

કમરપટા કસીને ખુબ બાંધ્યો, હીરા લાલ નીલમ ઝળકે. ૮
કાને કુંડળ ગળે ગોપને, ભુજે બાજુબંધ છોગાળા;
કરે પહોંચીયો જડાવ શોભે, હીરા અંગુઠી રૂપાળા. ૯
હીમ કંદોરો જડા કડાએ, ઘુઘરીઆળો ખુબ ધમકે;
વીશીધહાર બહુ રત્ન જડીત તે, નીરખી નેત્ર સહુના ચમકે.૧૦

સુવર્ણ તોડા પાએ શોભે, અંગુઠા શોભે સારા;
મોજડીઓ પણ જડાવ સુંદર, કરી રહી છે ચમકારા. ૧૧
કમર કટારી દીસે ફાંકડી, ઢાલ ખભે ઢળતી શોભે;
સમશેર જડીત મ્યાનનાં ઓપતી, કર ભાલે દીલડું લોભે. ૧૨

તીલક કેસરી કીધું ભાળમાં, અતર અરગજા બહુ બ્હેકે;
ગળે માળ હાથે ફુલ ગજરા, સુંદર શોભી રહી મ્હેકે. ૧૩
દરપણ દેખી ચીતડું હરખે, હરખે સઉ વૈષ્ણવ નીરખી;
છોગાળો છબીલો મુન રહીને, ખરા ભાવને લે પરખી. ૧૪

આરતી થાયે કીરતન ગાએ ભકતીભાવ દીલમાં રાખી;
ચાલો જઇએ દરશન કરવા, કામ કાજ પડતાં નાંખી. ૧૫
છેલ છબીલા છોગાળાના, દરશનથી દુઃખ દુર થશે;
દીન દયાળ પ્રભુપદ પામે, જન્મ મરણ ભય ટળી જશે. ૧૬

રાવ સાબ શીસોદર સાહેબ, હરી સેવાનો લે લ્હાવો;
હરદેરાગ અંતરજામીને, ફરી દાવ કયાંથી આવો? ૧૭
લાડ લડાવે છોગાળાને, ભજન ભકતીમાં રહે રાચી;
રહો સલામત હરદેરામજી, પ્રભુ પાસ સહુ કહે જાચી. ૧૮

મણી જડાવ આભુષણ રૂડાં, લક્ષ્મીપતીનાં રહે કબજે;
લાલદાસ પુરશોતમ પ્રભુના, ગેલ એલ ભકતો સમજે. ૧૯
જય શંકર જય ડંકનાથ, ધરી હાથ ભકતજનને તારો;
પ્રભુપદ પામો ભજી છોગાળો, છે આ કળજુગનો વારો. ૨૦



